# મુંબઇ ઇલાકો

[ હિંદના સામાન્ય જ્ઞાન સહિત ]

( પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટે )

લેખક

મોતીભાઈ ખુશાલભાઈ પટેલ,

સુપરવાઈઝર. ડિ. સ્કૂ. બો. ખેડા.

નડિઆદ.

પ્રકાશક

દેસાઈ બુક ડેપો, નડિઆદ.

આવૃત્તિ ૨જી

૧૯૩૯

કિંમત ૫ આના

# પ્રસ્તાવના

જ્ઞાનનો પ્રચાર થતાં જમાના પ્રમાણે શિક્ષણપદ્ધતિમાં ફેરફાર થયા કરે છે. તે પ્રમાણે હાલમાં ભૂગોળ શિક્ષણમાં પણ ઘણા ફેરફારો થયા છે. આ વિષય શાસ્ત્રીય પદ્ધતિએ અને રસિક રીતે શિખવવો જોઈએ. ભૂગોળ શિક્ષણ શુષ્ક શૈલી અને ગોખણપટ્ટીથી આપવાનું નથી, પરંતુ કાર્યકારણનો સંબંધ જોડી સ્વપ્રયાસદ્વારા આપવાનું છે અને જરૂરી પ્રયોગ તથા અવલોકન કરાવી બની શકે એટલું રસિક કરવાનું છે. ભૂગોળના પાઠ મુસાફરીના રૂપમાં લેવાથી અને જુના જ્ઞાન સાથે નવાનો સંબંધ જોડી શિખવવાથી શિક્ષણ રસિક કરી શકાશે. બીજા પ્રાંતોની ભૂગોળ શીખવતી વખતે પોતાના જિલ્લા અને પ્રાંતોને લગતી વિગતો સાથે તેની સરખામણી કરાવતા જવું; આથી તેમની તુલનાશક્તિનો વિકાસ થશે.

સ્વપ્રયાસદ્વારા શિક્ષણ મળે એ હેતુથી આ પુસ્તકમાં પ્રશ્નો સાથે કૃતિનો ભાગ દાખલ કરવામાં આવ્યો છે. બાળકોને રમતદ્વારા શિક્ષણ આપવાથી રસ પડે છે. માટીના નકશા અને નમુના બનાવવા સ્ટેનસીલ (જાડા પુઠાનો કાપી કાઢેલો આકાર –બીબું)ના ઉપયોગથી રૂપરેખાવાળા નકશા બનાવરાવી તેમાં વિગતો ભરાવવી, અક્ષાંશ–રેખાંશની સાદી સમજ આપવી, સ્કેલ–માપનો ઉપયોગ કરાવવો, સૃષ્ટિ અને આકાશનું અવલોકન કરતાં શિખવવું, ગ્રહો અને મુખ્ય નક્ષત્રોને ઓળખતાં શીખવવું, ચંદ્રની કળાનું અવલોકન કરાવવું, ઋતુઓની સમજ આપવી, ઋતુ પ્રમાણે થતા ફેરફારોની નોંધ કરાવવી, ગરમીમાપક અને વરસાદમાપક યંત્ર જોતાં શિખવવું વગેરે કામો કરાવવાથી ભૂગોળના વિષયમાં તેમને રસ ઉત્પન્ન થશે અને ઉત્સાહથી શીખી શકશે. આવી ક્રિયાત્મક અને અવલોકન પદ્ધતિથી બાળકોને વિવિધ પ્રકારની માહીતી આપી શકાશે, અને તેમનાં કલ્પનાશક્તિ તથા વ્યવહારિક જ્ઞાનનો વિકાસ કરાશે.

નવા અભ્યાસક્રમ પ્રમાણે અને આધુનિક દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં તાજેતર સુધી થએલા રાજકીય ફેરફારોનો સમાવેશ કરેલો છે, તથા વિદ્યાર્થીઓને રસ પડે અને સંગીન જ્ઞાન મળે તે માટે વિષય વાર નકશાઓ (સ્કેલ સાથે) અને ઉપયોગી ચિત્રો આપવામાં આવેલાં છે. આશા રાખવામાં આવે છે કે તે પ્રાથમિક શાળાઓના ચોથા ધોરણના વિદ્યાર્થીઓને અતિ ઉપયોગી થઈ પડશે.

ખેડા ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડના સુપરવાઈઝર સાહેબોએ આ પુસ્તકને નવાન સ્વરૂપમાં મૂકવા કિંમતી મદદ આપેલી છે, તે માટે તેમનો આભાર માનું છું.

**નડીયાદ**
તા. ૧–૯–૩૯

**મો. ખુ. પટેલ**

# અનુક્રમણિકા

# મુંબઇ ઇલાકો

## પાઠ ૧લો

### સામાન્ય વર્ણન

**આપણો ઇલાકો:**—તમે ત્રીજા ધોરણમાં ગુજરાત પ્રાંતની ભૂગોળ શીખી ગયા છો. ખાલસા મુલકમાં ઉત્તર વિભાગ વિષે પણ શીખ્યા. ઉત્તર વિભાગ મુંબઈ ઇલાકાનો એક ભાગ છે. આ મુંબઈ ઇલાકામાં તમે રહો છો. તેની ભૂગોળ તમારે શીખવાની છે. જેમ કેટલાક જિલ્લા મળીને એક વિભાગ થાય છે, તેમ કેટલાક વિભાગ મળીને એક ઇલાકો થાય છે. ગવર્નર સાહેબના હાથ નીચેના મુલકને ઇલાકો કહે છે. આપણા ઇલાકાની રાજધાની મુંબઈ છે, તેથી તેનું નામ મુંબઈ ઇલાકો પડેલું છે. મુંબઈ ઇલાકો એ આપણા હિંદુસ્તાન દેશનો એક ભાગ છે.

**સીમા:**—નકશામાં જોતાં જણાશે કે મુંબઈ ઇલાકાની ઉત્તરે સિંધ અને રજપુતાના આવેલાં છે. પૂર્વે રજપુતાના, મધ્ય હિંદ એજન્સિ, મધ્ય પ્રાંતો ને નિઝામનું રાજ્ય આવેલાં છે. દક્ષિણે મદ્રાસ ઇલાકાનો ભાગ ને મ્હૈસુરનું રાજ્ય છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**વિસ્તાર અને રચના:**—મુંબઈ ઇલાકાની લંબાઈ એની પહોળાઈ કરતાં વધારે છે, તેથી હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર સાંકડી પટી જેવો દેખાય છે. તેની ઉત્તર-દક્ષિણ લંબાઈ આશરે ૭૦૦ માઈલ છે અને પૂર્વ-પશ્ચિમ પહોળાઈ આશરે ૩૦૦-૪૦૦ માઈલ છે. એનું ક્ષેત્રફળ લગભગ દોઢ લાખ ચોરસ માઈલ છે.

**કુદરતી વિભાગ:**—કુદરતે પાડેલા વિભાગોને કુદરતી વિભાગ કહે છે. આ વિભાગો ભાષા, રીતરિવાજ, દરીઓ, પર્વત, રણ વગેરેને જુદા જુદા પડે છે. નકશા તરફ નજર કરતાં મુંબઈ ઇલાકાના એની મેળેજ ચાર વિભાગ પડેલા દેખાય છે. (૧) કચ્છ. (૨) ગુજરાત.

(૩) **મહારાષ્ટ્ર.** (૪) **કર્ણાટક.** સને ૧૯૩૫ના નવા કાયદા પ્રમાણે હિંદના રાજ્યવહીવટમાં ફેરફાર થયો છે. તેની રૂએ સને ૧૯૩૬ની ૧લી એપ્રિલથી મુંબાઈ ઇલાકામાંથી સિંધ પ્રાંતને છુટો પાડેલો છે.

(૧) **કચ્છઃ**—કચ્છી ભાષા બોલનારના મુલકને કચ્છ કહે છે. કેટલાક લોકો કચ્છને જુદો વિભાગ ગણતા નથી.

(૨) **ગુજરાતઃ**—ગુજરાતી ભાષા બોલનારના મુલકને ગુજરાત કહે છે. તેમાં કાઠિઆવાડ ને તળ ગુજરાતનો સમાસ થાય છે.

(૩) **મહારાષ્ટ્રઃ**—મુંબાઈ ઇલાકાના જે ભાગમાં મરાઠી ભાષા બોલાય છે તેને મહારાષ્ટ્ર કહે છે. કેટલાક લોકો કોંકણને જુદો વિભાગ ગણે છે, પણ ત્યાં મરાઠી ભાષા બોલાય છે તેથી તે મહારાષ્ટ્રનોજ ભાગ ગણાય છે.

(૪) **કર્ણાટકઃ**—કાનડી ભાષા બોલનારના મુલકને કર્ણાટક કહે છે.

**રાજકીય વિભાગઃ**—રાજ્યવહીવટની સરળતા માટે પાડેલા વિભાગોને રાજકીય વિભાગ કહે છે. મુંબાઈ ઇલાકાના રાજકીય વિભાગ ચાર છે. (૧) **ઉત્તર વિભાગ.** (૨) **મુંબાઈ પરાં વિભાગ.** (૩) **મધ્ય વિભાગ.** (૪) **દક્ષિણ વિભાગ.**

(૧) **ઉત્તર વિભાગઃ**—આમાં ગુજરાતનો ખાલસા મુલક અને થાણા જિલ્લો આવે છે.

(૨) **મુંબાઈ પરાં વિભાગઃ**—આમાં મુંબાઈ શહેરની આસ-પાસનાં પરાંનો સમાવેશ કરેલો છે. મુંબાઈ શહેર જુદુંજ ગણાય છે.

(૩) **મધ્ય વિભાગઃ**—આ વિભાગમાં મહારાષ્ટ્રનો ઘણો ભાગ આવે છે. તેને દરીઆ કિનારાનો બીલકુલ લાભ મળતો નથી.

(૪) **દક્ષિણ વિભાગઃ**—આમાં કર્ણાટક ને કોંકણનો સમાસ થાય છે.

આ સિવાય મુંબાઈ ઇલાકાની હદમાં નીચે પ્રમાણેનાં દેશી રાજ્યો આવેલાં છે. તેમાંથી એક પણ રાજ્ય મુંબાઈ ઇલાકાના ગવર્નરની દેખરેખ નીચે નથી. તેમનો સંબંધ વાઈસરૉય અને હિંદી સરકાર

સાથે છે, તેથી એ મુંબઈ ઇલાકાના ભાગ નથી, પણ આપણા ઇલાકામાં આવેલાં હેવાથી તે શાખવાની જરૂર છે.

(૧) **વડોદરા રાજ્ય:**—પહેલાં તેનો સંબંધ મુંબઇના ગવર્નર સાથે હતો. તે ઈ. સ. ૧૮૭૫થી વાઇસરૅાયની દેખરેખ નીચે મૂકેલું છે.

(૨) **પશ્ચિમ હિંદ એજન્સિ:**—આ એજન્સિનાં રાજ્યો મુંબઈના ગવર્નરની દેખરેખમાં હતાં તે ઈ. સ. ૧૯૨૪થી હિંદી સરકારની દેખરેખ નીચે મૂકેલાં છે.

(૩) **ગૂજરાત સ્ટેટ્સ એજન્સિ:**—આ એજન્સિનાં રાજ્યો મુંબઈના ગવર્નરની દેખરેખ નીચે હતાં. તે ઈ. સ. ૧૯૩૩થી હિંદી સરકારની દેખરેખ નીચે મૂકેલાં છે.

(૪) **પાલણપુર ને દાંતાનાં રાજ્ય:**—આ રાજ્યો ઈ. સ. ૧૯૩૩થી રજપુતાના એજન્સિમાં જોડી દેવામાં આવ્યા છે.

(૫) **દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સિ:**—આ એજન્સિનાં રાજ્યો મુંબઇના ગવર્નરની દેખરેખ નીચે હતાં. તે ઈ. સ. ૧૯૩૩થી હિંદી સરકારની દેખરેખમાં મૂકેલાં છે.

આ ઉપરાંત પોર્ટુગીજ લોકોનાં સ્વતંત્ર સંસ્થાન **દીવ, દમણ** ને **ગોવા** છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. ઈલાકો એટલે શું ? ઇલાકા ને વિભાગનો તફાવત સમજાવો.

૨. કુદરતી વિભાગ કેવી રીતે પડે છે ? મુંબઇ ઈલાકાના કુદરતી વિભાગ કયા છે ?

૩. શિક્ષકની મદદથી મુંબઇ ઈલાકાના આકારનું પુઠું કાપી રૂપરેખા નકશો બનાવો.

૪. મુંબઇ ઇલાકાના રૂપરેખાવાળા નકશામાં તેના રાજકીય વિભાગ બતાવો.

૫. મુંબઇ ઇલાકામાં મોટાં દેશી રાજ્યો કયાં આવેલાં છે ? તેમનો સંબંધ કોની સાથે છે ?

## પાઠ ૨જો

## કુદરતી રચના

**કિનારાની અને અંદરની જમીનઃ**—કિનારાના પ્રદેશમાં નદીઓનો કાંપ પથરાય છે. તેથી દરીઆ કિનારાનો ને નદીના મુખ આગળનો પ્રદેશ નીચો હોય છે, અને કિનારાથી અંદરનો ને પર્વત ઉપરનો પ્રદેશ ઉંચો હોય છે. ભૂમિ રચનાનો નકશો જોતાં જણાશે કે ગુજરાતનો પશ્ચિમ ભાગ અને કોંકણ નિચાણના સપાટ પ્રદેશો છે. ગુજરાતનો પૂર્વ ભાગ તથા કચ્છ અને કાઠિયાવાડનો મધ્ય ભાગ એના કરતાં ઉંચા છે. મહારાષ્ટ્ર ને કાનડા ગુજરાતના પૂર્વ ભાગથી પણ ઉંચા છે, અને પશ્ચિમઘાટનો મુલક સૌથી ઉંચો છે. મહારાષ્ટ્ર ઉચ્ચ પ્રદેશ છે. તેનો ઢોળાવ પશ્ચિમથી પૂર્વ તરફ છે. કોંકણનો ઢોળાવ પૂર્વથી પશ્ચિમ તરફનો છે અને કર્ણાટકમાં પૂર્વ તરફ ન ઢોળાવનું મેદાન આવેલું છે.

**અસલની અને હાલની સ્થિતિઃ**—હાલના જેવી જમીન અને પાણીની સ્થિતિ પહેલાં નહોતી. પહેલાં ગીરનાર ને અરવલ્લીનો ભાગ સળંગ હતો. અને ગુજરાતનો ઉત્તર ભાગ ને રજપુતાનામાં ઘણે દૂર સુધી દરીઓ હતો. ખંભાતના અખાતની જગાએ ઊપસાગર હતો. પશ્ચિમ તરફ અરબી સમુદ્રની જગાએ જમીન હતી, અને તે ઠેઠ આફ્રિકા સુધી જોડાએલી હતી.

**જ્વાળામુખી અને ધરતીકંપથી થએલા ફેરફારઃ**—જમીનની અંદર બહુજ ગરમી હોય છે. તેનાથી નીચેના પદાર્થો પીગળીને પ્રવાહી રૂપમાં થાય છે. આ પ્રવાહીને **લાવા** કહે છે. જ્યારે જમીનની અંદર ગરમીનું જોર વધે છે, ત્યારે લાવા બહાર નીકળવાનું જોર કરે છે. એટલે જમીનના પડ ઉપર દબાણ થવાથી તે ઉંચી નીચી થઈને હાલે છે તેને **ધરતીકંપ** કહે છે. વધારે દબાણ થાય ત્યારે જમીનનું પડ ફાડીને લાવા બહાર નીકળે છે એટલે **જ્વાળામુખી** થાય છે.

આવે વખતે પાણી હોય ત્યાં જમીન અને જમીનની જગાએ પાણી ફરી વળે છે. આપણા ઇલાકામાં દક્ષિણમાં અને ગુજરાતના ઉપસાગરમાં




કેટલાક જ્વાળામુખી ફાટી નીકળ્યા હતા, આથી અરવલ્લીની ઉત્તરમાંથી દરીઓ પાછો હઠી ગયો, ગુજરાતનો ઉપસાગર ને હિંદી

મહાસાગર એક થઈ ગયા અને પશ્ચિમઘાટની પશ્ચિમની જમીન નીચી બેસી ગઈ.

**ગુજરાતની જમીનઃ**—અરવલ્લી પર્વત ધીમે ધીમે ઘસાઈ ગયો. તેની માટી તણાઈ પંચમહાલ અને સંખેડા મેવાસનો મુલક બન્યો. નર્મદા, તાપી વગેરે નદીઓના કાંપથી દક્ષિણ ગુજરાતની જમીન બની, અને સાબરમતી, મહી વગેરે નદીઓના કાંપથી મધ્ય ગુજરાતની જમીન બની છે. કાઠિઆવાડના ઉત્તર ભાગમાં પહેલાં દરીઓ હતો. એ પાછો હઠી ગયો. ત્યાં ચુનામાં દરો કરીને રહેલાં જીવડાંએ પોતાનાં ખોખાંમાંથી પત્થર બનાવેલા, તેથી આ પ્રદેશ બનેલો છે. કચ્છનો પ્રદેશ રણનો છે. તેની જમીન ઘણી વાર ઉંચી નીચી થયા કરે છે. પહેલાં આ ભાગમાં દરીઓ હતો તેથી આ ખારો પ્રદેશ છે. દરીઆની મૂળ અસરને લીધે ત્યાંના કુવાઓમાંથી હજુ ખારૂં પાણી નીકળે છે, તેથી ખારાઘોડા દરીઆથી દૂર છતાં ત્યાં મીઠું પકવવામાં આવે છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. ગુજરાત ને મહારાષ્ટ્રની જમીનનો ઢાળ કયી તરફનો છે? શાથી?
૨. મુંબઈ ઇલાકાના કયા પ્રદેશો નીચા છે? કયા ઉંચા છે?
૩. મુંબઈ ઇલાકાની ભૂમિરચના બતાવનારો નકશો દોરો.
૪. જ્વાળામુખી અને ધરતીકંપ કેવી રીતે થાય છે? એને લીધે પૃથ્વીની સપાટી ઉપર શા શા ફેરફાર થાય છે?
૫. ગુજરાતની હાલની જમીન કેવી રીતે બનેલી છે?
૬. ખારાઘોડા દરીઆકાંઠાથી દૂર છતાં ત્યાં મીઠું કેમ પકવવામાં આવે છે.

---

# પાઠ ૩જો

## પર્વતો

**અરવલ્લી:—**એનો ઘણો ભાગ રજપુતાનામાં આવેલો છે. આ પર્વતનો એક ફાંટો **આરાસુર** ગુજરાતની ઈશાન સરહદે આવ્યો છે. તેમાંથી આરસપહાણ નીકળે છે. તેનું સૌથી ઉંચું શિખર **આબુ** છે. તે હવા ખાવાનું સ્થળ છે. ત્યાં વસ્તુપાળ, તેજપાળ ને વિમળશાએ સુંદર દહેરાં (દેલવાડાનાં દહેરાં) બંધાવેલાં છે. આ પર્વત ઉપર **અંબાભવાની** અને **બ્રહ્મખેડનાં** પવિત્ર સ્થળો આવેલાં છે.

**વિંધ્યાચળ:—**એ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં પૂર્વ-પશ્ચિમ આવેલો છે, તેનો એક છેડો રેવાકાંઠાની હદમાં છે. એનાથી મહી અને નર્મદાના પ્રદેશો જુદા પડે છે.

**સાતપુડા:—**એ મધ્ય હિંદમાં આવેલો છે. તેનો એક છેડો **રાજપીપળાના** ડુંગરને નામે ઓળખાય છે.

**સહ્યાદ્રિ:—**એ મુંબાઈ ઇલાકાના પશ્ચિમ કિનારે ઉત્તર-દક્ષિણ આવેલો છે. તેને **પશ્ચિમઘાટ** પણ કહે છે. તેમાં **સતમાળા (અજંટા)** અને **મહાદેવની ટેકરીઓ** ખાસ જાણીતી છે. આ પર્વત ઉપર મરાઠાઓએ આશરે સો ડુંગરી કિલ્લાઓ બાંધ્યા હતા. તેમાંના રાયગઢ, પ્રતાપગઢ, સિંહગઢ વગેરે જાણીતા છે.

આ પર્વતનાં **મહાબળેશ્વર, માથેરાન, દેવલાલી, લોનાવલા** વગેરે શિખરો હવા ખાવાનાં જાણીતાં સ્થળો છે. તેનું સૌથી ઉંચું શિખર **કળસુબાઈ** (૫૪૨૭ ફૂટ) છે. મુંબઈના ગવર્નર ઉનાળામાં હવા ખાવા મહાબળેશ્વર જાય છે. સહ્યાદ્રિમાં મુખ્ય બે ઘાટ-**થળઘાટ** ને **ભોરઘાટ** આવેલા છે. તેમાં થઈને રેલવે લઈ જવા માટે ઘણા બુગદા ( ટનલો ) બાંધેલા છે.

આ સિવાય ગીર, ગીરનાર, શેત્રુંજો, બરડો, આરાસુર, પાવાગઢ, ધાર વગેરે નાના પર્વતો છે.




## પ્રશ્નો અને કૃતિ

૧. ઇલાકાનો માટીનો નકશો બનાવી તેમાં ઉંચી-નીચી જમીન બતાવો.

૨. કયાં શિખરો હવા ખાવા માટે જાણીતાં છે? લોકો ત્યાં હવા ખાવા ઉનાળામાં કેમ જતા હશે?

૩. સહ્યાદ્રિમાં મુખ્ય ઘાટ કયા છે? તેમાં થઇને જવાના માર્ગને શું કહે છે?

---

## પાઠ ૪થો

## નદીઓ

**નદીઓનું વહેણ અને જમીનનો ઢાળ:**—મુંબઈ ઇલાકાની હદમાં પુરેપુરી વહેતી હોય એવી એકે મોટી નદી નથી. મોટી નદીઓમાંથી કેટલીકનાં મૂળ દૂરના પર્વતોમાં છે, પણ જમીનનો ઢાળ આપણા ઇલાકામાં હોવાથી વહેતી વહેતી આવે છે, અને કેટલીક નદીઓ આપણા ઇલાકાના પર્વતોમાંથી નીકળે છે, પણ ઢાળ બીજા ઇલાકા તરફ હોવાથી આગળ જઈ દરીઆને મળે છે.

ગુજરાતની નદીઓ પશ્ચિમ તરફ વહે છે, કેમકે જમીનનો ઢાળ પશ્ચિમ તરફનો છે. મહારાષ્ટ્ર અને કર્ણાટકની નદીઓ પૂર્વ તરફ વહે છે, કેમકે સહ્યાદ્રિને લીધે જમીનનો ઢાળ પૂર્વ તરફનો છે. કાઠિઆવાડની નદીઓ ચારે તરફ વહે છે, કેમકે તેનો વચલો પ્રદેશ ઉંચો છે. વળી તેની અને કોંકણની નદીઓ ટુંકી છે, કારણ કે દરીઓ પાસે હોવાથી નદીના મૂળ અને મુખ વચ્ચે થોડું અંતર છે.

**નદીનો ઉપયોગ:**—નાની નદીઓમાં બારે માસ પાણી રહેતું નથી, તેથી ઉપયોગને માટે કેટલીક જગાએ નદીને આડા બંધ બાંધે છે અને પાણી તળાવના રૂપમાં આંતરી લેવામાં આવે છે. કાઠિઆવાડમાં આવા બંધ બાંધીને તળાવો બાંધેલાં છે. મુંબઈ પાસે **તાનસા** વગેરે મોટાં તળાવ બનાવેલાં છે. વળી **લોનાવલા** પાસે આવા બંધ બાંધી પાણી નીચે પડવા દે છે, અને તેની શક્તિમાંથી વીજળી ઉત્પન્ન કરી મોટાં કારખાનાં ચલાવે છે.

મોટી નદીઓમાં બારે માસ પાણી રહે છે, તેથી પાણીની તાણ પડતી નથી. કેટલીક નદીઓમાંથી નહેરો કાઢેલી છે. કોંકણની નદીઓ ટુંકી ને ઉતાવળી છે તેથી તેમાં વહાણો ફરી શકતાં નથી. નર્મદા, તાપી, ગોદાવરી ને કૃષ્ણા ઉંડી ને પહોળાં મુખવાળી છે, તેથી તેમાં કેટલેક દૂર સુધી નાનાં વહાણો ને હોડીઓ ફરી શકે છે. વળી

કિનારાના પ્રદેશોમાં ઘણા માઈલો સુધી તેનો કાંપ પથરાય છે, અને તેના મુખ આગળ પણ કાંપ ઠરવાથી ત્રિકોણાકાર (ડેલ્ટા) પ્રદેશ બને છે, તે બહુજ ફળદ્રુપ છે.




સાબરમતી (૨૦૦):—એ અરવલ્લીના પર્વતમાંથી નીકળી

નૈઋર્ત્ય કોણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે **પ્રાંતીજ** ને **અમદાવાદ** આવેલાં છે. વૌઠા આગળ આ નદી સાથે સાત નદીઓનો સંગમ થાય છે. એનો પ્રવાહ ધીમો છે. તેના કાંઠા ઉંચા હોવાથી ખેતીના કામમાં એના પાણીનો ઉપયોગ થઈ શકતો નથી.

**મહી** (૩૨૦):—એ માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે **ખંભાત** ને **વાસદ** આવેલાં છે. એનો પટ પહોળો છે. તેના મુખ તરફ કેટલાક માઈલ સુધી સમુદ્રનું પાણી આવે છે, તેથી તેને મહીસાગર કહે છે. મહી નદીનો કિનારો ઉંચો હોવાથી એનું પાણી ખેતીના ઉપયોગમાં આવતું નથી. એને કિનારે બહુ કોતરો છે. લુટારાઓ તેમાં સંતાઈને વટેમાર્ગુઓને પહેલાં લૂટતા, તેથી કહેવત ચાલે છે, કે 'આવી મહી ને ચિંતા થઈ, ઉતર્યા મહી ને થયા સહી.'

**નર્મદા** (૮૦૦):—એ વિંધ્યાચળના અમરકંટક ડુંગરમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેને રેવાજી પણ કહે છે. આ નદી સૌથી પ્રાચીન અને પવિત્ર ગણાય છે. મુખ આગળ તે પહોળી ને ઉંડી છે, તેથી ભરૂચ સુધી તેમાં નાનાં વહાણો ને હોડીઓ ફરી શકે છે. એને કાંઠે **ભરૂચ** મોટું શહેર છે, અને **ચાણોદ, શુકલતીર્થ, કર્નાળી** ને **ભાડભૂત** તીર્થસ્થળો આવેલાં છે. આ નદીમાં **સુરપાણનો** ધોધ અને **કબીર વડ** જોવા લાયક છે. ભરૂચ પાસે રેલવેના જુનો અને નવો એમ બે મોટા પૂલ છે.

**તાપી** (૪૫૦):—એ સાતપુડા પર્વતમાંથી નીકળી પશ્ચિમ તરફ વહી અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે **બાહુવાન** જાત્રાનું સ્થળ છે, અને **સુરત, માંડવી** ને **રાંદેર** બીજાં શહેરો આવેલાં છે. આ નદીનું મુખ પુરાઈ જવાથી મોટાં વહાણો આવી શકતાં નથી.

**ગોદાવરી** (૯૦૦):—એ નાશિક પાસે પશ્ચિમઘાટમાંથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. એને કિનારે **નાશિક, ત્ર્યંબક** વગેરે જાત્રાનાં ધામ છે. આ નદી પવિત્ર ગણાય

છે. તેને કાંઠે વનવાસ વખતે રામચંદ્રજી રહ્યા હતા. મુંબઈ ઇલાકામાં આ સૌથી મોટી નદી છે.

**કૃષ્ણા** (૮૦૦):--એ સહ્યાદ્રિના મહાબળેશ્વર શિખર આગળથી નીકળી પૂર્વ તરફ વહી બંગાળાના ઉપસાગરને મળે છે. એના મુખથી થોડે દૂર એમાંથી નહેરો કાઢેલી છે.

**ભીમા**:--સહ્યાદ્રિમાંથી નીકળી કૃષ્ણાને મળે છે.

**તુંગભદ્રા**:--તુંગ અને ભદ્રા નદીઓ છેક દક્ષિણેથી નીકળી કૃષ્ણાને મળે છે.

આ સિવાય બનારસ, સરસ્વતી, ભાદર, શેત્રુંજી શિરાવતી વગેરે નદીઓ છે.

**નહેર**:--નદીમાં બંધ બાંધીને ખેતીના ઉપયોગ સારૂ કાઢેલા મોટા કાંસને નહેર કહે છે. ગોદાવરી, કૃષ્ણા, નીરા, પ્રવરા, હાથમતી ને ખારી નદીઓમાંથી આવી નહેરો કાઢેલી છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. નદીનો શો ઉપયોગ છે? તેને આડા બંધ કેમ બાંધે છે?
૨. મુંબઈ ઇલાકાની મોટી નદીઓ અને તેના ઉપરનાં શહેરો લખો.
૩. મુંબઈ ઇલાકામાં સૌથી મોટી અને પવિત્ર નદીઓ કયી છે?
૪. ગોદાવરી, કૃષ્ણા વગેરે નદીઓનો મુખ પ્રદેશ શાથી ફળદ્રુપ છે?
૫. મુંબઈ ઇલાકાની નદીઓનું વહેણ અને જમીનના ઢાળની દિશા સમજાવો.

# પાઠ ૫ મો

## ધોધ

**ધોધ:**—ઘણી ઉંચાઈએથી પાણી એકદમ નીચે પડે તેને ધોધ કહે છે. જ્યારે નદીના વહેણના માર્ગમાં કોઈ ઓચીંતો મોટો ઢાળ કે ખડક આવે, ત્યારે તેનું પાણી ખડક ઉપરથી જોસબંધ નીચે પડે છે એટલે ધોધ બને છે. આપણા ઇલાકામાં ત્રણ ધોધ છે.



**સુરપાણ:**—એ ધોધ નર્મદામાં ચાણોદથી થોડે દૂર આવેલો છે.

**ગેરસપ્પા:**—એ દક્ષિણ વિભાગમાં શિરાવતી નદીમાં છે. આ ધોધ દુનિઆમાં સૌથી વધારે ઉંચાઈએથી પડે છે. તેનો દેખાવ બહુ સુંદર લાગે છે. તેનું પાણી ૮૩૦ ફૂટની ઉંચાઈએથી પડે છે.

**ગોકાક:**—એ બેલગામ જિલ્લામાં ઘટપ્રભા નદીમાં આવેલો છે. તેના પાણીના જોરથી વીજળી પેદા કરી મીલ ચલાવવામાં આવે છે.

### પ્રશ્નો અને કૃતિ

૧. ધોધ એટલે શું? તે કેવી રીતે બનતા હશે?

૨. મુંબઈ ઇલાકાના મુખ્ય ધોધો કયા છે? તેના પાણીનો શો ઉપયોગ થાય છે.?

૩. ઇલાકાનો માટીનો નમૂનો બનાવી તેમાં ધોધ બતાવો.

# પાઠ ૬ઠ્ઠો

## કિનારો

**કિનારો:**—દરીઆ કે નદી પાસેના જમીનના ભાગને કિનારો કહે છે. મુંબઈ ઇલાકાનો પશ્ચિમ ભાગ દરીઆ કિનારે આવેલો છે, તેથી હિંદના બીજા ભાગોના પ્રમાણમાં એનો ઘણોખરો ભાગ દરીઆની વધારે પાસે છે.

દરીઆનાં મોજાં કિનારા સાથે અથડાય છે, આથી કિનારાની જમીન પોચી હોય તો ધીમે ધીમે તૂટે છે અને પરિણામે તેમાં નાના મોટા ખાંચા પડે છે. આપણા ઇલાકામાં કિનારાથી થોડે દૂર મોટા પર્વતો આવેલા છે, તેથી કિનારાની જમીન કઠણ છે એટલે તેમાં મોટા ખાંચા પડી શકયા નથી, માટે આ કિનારો બહુ ખાંચા-ખુંચીવાળો નથી, પણ લગભગ સળંગ છે. કોંકણનો કિનારો વહાણોને ઉપયોગી છે; પણ સહ્યાદ્રિની પૂર્વ તરફ આવેલા મહારાષ્ટ્રના ભાગને દરીઆનો લાભ મળી શકતો નથી.

**ખાંચાખુંચીવાળા કિનારાના લાભ:**—કિનારાની અંદર ખાંચાઓ બહુ ઉપયોગી છે, કેમકે તેની અંદર દરીઆના પાણીનું જોર ઓછું થઈ જાય છે, એટલે વહાણો વગેરે સહીસલામત રહી શકે છે. વહાણો કે આગબોટો મારફતે દરીઆ માર્ગે માલ લાવવા લઈ જવામાં ઓછું ખર્ચ થાય છે, તેથી વેપાર સારો ચાલવાથી આવી જગાએ મોટાં શહેરો જામે છે અને દેશ આબાદ થાય છે. જો કિનારો છીછરો અને સપાટ હોય તો કિનારા પાસે વહાણો આવી શકતાં નથી.

**બંદર:**—જે શહેર દરીઆ કે નદી કિનારે આવેલું હોય અને વહાણ કે આગબોટ મારફતે વેપાર ચાલતો હોય તેને બંદર કહે છે. મુંબઈ ઇલાકાનો કિનારો બહુ ખાંચાવાળો નથી, તેથી સારાં બંદરો ઓછાં છે, પણ નાના નાના ખાંચાઓમાં કેટલાંક બંદરો છે.

**મોટાં બંદરઃ**—આ ઈલાકામાં સૌથી મોટું બંદર મુંબઇ છે. પરદેશ સાથેનો ઘણોખરો વેપાર આ બંદર મારફતે ચાલે છે. અહીંથી રૂ, તેલીબીઆં, અનાજ, તમાકુ, જીરૂ, વલિઆરી વગેરે




પરદેશ ચઢે છે. બીજા નંબરનું બંદર કારવાર છે. ત્યાંથી કઠોળ, તેજાના, તેલીબીઆં વગેરે પરદેશ જાય છે.

**નાનાં બંદરઃ**—માંડવી, બેડી, ઓખા, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, મહુવા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, દમણ, અલીબાગ, રત્નાગિરી, માલવણ, વેંગુર્લા, ગોવા, હોનાવર વગેરે છે. આ બંદરો મારફતે કીનારાનો તેમજ પરદેશ સાથેનો કેટલોક વેપાર ચાલે છે.

**ખાડીઃ**—ખાંચાવાળા કિનારામાં કે નદીના પહોળા મુખમાં દરીઆનું પાણી ભરાઈ રહેતું હોય તેને ખાડી કહે છે. તેમાં વહાણો લંગર કરે છે. હંસતાલ, ભાવનગર, ધોલેરા વગેરેની ખાડીઓ છે. એના મુખ પાસે કાંપ ઠરવાથી તે પુરાતી જાય છે. તેમાં ખોદાણ કરવામાં આવે તો સુધરી શકે.

**બેટઃ**—મુંબઇ ઇલાકાના કિનારે નાના ટાપુઓ ઘણા છે. તેમાં શંખોદ્ધાર, દીવ, પીરમ, મુંબઇ, ધારાપુરી ને સાષ્ટી મુખ્ય છે.

**અખાતઃ**—કચ્છનો અને ખંભાતનો છે.

**ભૂશિરઃ**—જગતપોઈંટ છે.

**દ્વિપકલ્પઃ**—કાઠિઆવાડ છે.

**નૌકાસૈન્યઃ**—ચાંચીઆ લોકો વહાણો લૂટે નહિ, અગર દુશ્મનો નુકસાન કરે નહિ તે માટે સરકાર નૌકાસૈન્ય રાખે છે.

**પ્રશ્નો** અને કૃતિ

૧. મુંબઇ ઇલાકાનો કિનારો કેવો છે ? જળમાર્ગના વેપારથી શો લાભ છે ?

૨. મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં બંદર ને બેટ બતાવો.

૩. ઇલાકાનાં મોટાં બંદરો કયાં છે ? ત્યાં કયા કયા માલની ચઢ-ઉતર થાય છે ?

૪. મુંબઈ ઇલાકાના કયા ભાગને દરીઆ કિનારાનો લાભ મળતો નથી ? તેથી તેને શું નુકશાન છે ?

૫. મુંબઈ ઇલાકામાં સારો દરીઆ કિનારો કયી કયી જગાએ છે ?

૬. મુંબઇથી દ્વારકાં જતાં રસ્તામાં કયાં કયાં બંદરો આવે ?

---

# પાઠ ૭મો

## આબોહવા

**આબોહવા:**—આબોહવા એટલે હવા પાણી. તેમાં હવા (ટાઢ–તાપ) અને વરસાદનો સમાવેશ થાય છે.

**આબોહવાનો આધાર:**—કોઈ પણ જગાની આબોહવાનો આધાર નીચેની પાંચ બાબતો ઉપર છે.

(૧) **પૃથ્વી ઉપર તેનું સ્થાન:**—પૃથ્વીના મધ્ય ભાગથી જેમ જેમ ઉત્તર કે દક્ષિણ તરફ જઈએ તેમ વધારે ને વધારે ઠંડી લાગે છે.

(૨) **દરીઆ કિનારાથી અંતર:**—દરીઆની પાસેના ભાગમાં હવા સમધાત હોય છે. મુંબઈ દરીઆ કિનારે છે, તેથી ત્યાં ટાઢ અને તાપ બહુ લાગતાં નથી. દરીઆથી જેમ જેમ દૂર જઈએ તેમ ટાઢ અને તાપ વધારે ને વધારે લાગે છે, પણ વરસાદ ઘટતો જાય છે. સુરત, ભરૂચ વગેરે કરતાં અમદાવાદ, વીરમગામ વગેરે દરીઆથી દૂર છે તેથી ત્યાં ટાઢ અને તાપ વધારે લાગે છે. પણ વરસાદ ઓછો પડે છે.

(૩) **દરીઆની સપાટીથી ઉંચાઈ:**—દરીઆની સપાટથી જેમ સ્થળ ઉંચું તેમ ત્યાં ઠંડી વધારે લાગે છે. તળેટી કરતાં પહાડ ઉપર તાપ ઓછો લાગે છે; આથી શ્રીમંતો મહાબળેશ્વર, આબુ વગેરે જગાએ ઉનાળામાં રહેવા જાય છે.

(૪) **આસપાસનો પ્રદેશ:**—આસપાસનો પ્રદેશ રણનો કે સુકો હોય તો ગરમી વધારે લાગે ને વરસાદ ઓછો પડે, અને જંગલ કે ભેજવાળો પ્રદેશ હોય તો ગરમી ઓછી લાગે અને વરસાદ વધારે પડે.

(૫) **પવનની દિશા:**—દરીઆ તરફથી આવતો પવન ભેજવાળો હોય છે, તેથી કિનારાના પ્રદેશની હવા ભિનાશવાળી રહે

છે. અને અંદરના ભાગની હવાને બહુ વરાળ મળતી નથી તેથી તે સુકી રહે છે. આથી સુરતની હવા ભેજવાળી ને અમદાવાદની સુકી છે.

**ઈલાકાની આબોહવા:**—ગુજરાતમાં દરીઆ પાસે હોવાથી હવા સમધાત છે. તેની ઉત્તરના ભાગમાં રણના જેવી જમીન હોવાથી હવા સુકી લાગે છે, અને ગીરનાં જંગલોમાં હવા ભિનાશવાળી હોવાથી ગરમી લાગતી નથી. મધ્ય વિભાગ ઉચ્ચ પ્રદેશ હોવાથી ઠંડક રહે છે, તથા દક્ષિણ વિભાગ દરીઆ નજીક હોવાથી તેની હવા ભેજવાળી અને સમધાત છે. સહ્યાદ્રિને લીધે કોંકણમાં સૌથી વધારે વરસાદ પડે છે. પછી તે ઉત્તર ને પૂર્વ તરફ ઓછો થતો જાય છે. કચ્છ પાસે રણ આવેલું હોવાથી ત્યાં સૌથી ઓછો વરસાદ છે.



**ગરમીમાપક યંત્ર**—કોઈ પણ જગાએ કેટલી ગરમી પડે છે તે માપવાના યંત્રને ગરમીમાપક યંત્ર (થર્મોમીટર) કહે છે. આ માપ છાંયડામાં લેવામાં આવે છે. તે માપની સરાસરી ઉપરથી શિઆળા ( જાન્યુઆરી )માં અને ઉનાળા ( જુલાઈ )માં કેટલી ગરમી પડે છે તે બતાવનારા બે નકશા આપેલા છે.

**જાન્યુઆરિની ગરમી:**—આ નકશામાં ગરમીના અંશ બતાવનારી લીટીઓ દોરેલી છે. તે ઉપરથી જણાશે કે જેમ ઉત્તર તરફ જઈએ તેમ ગરમી થોડી છે એટલે શિઆળામાં સખત ઠંડી લાગે છે, અને દક્ષિણ તરફ ગરમી વધારે છે એટલે ઠંડી ઓછી લાગે છે. ગુજરાતના છેક ઉત્તર ભાગમાં સરાસરી ૬૫ અંશથી પણ ઓછી ગરમી પડે છે. કચ્છથી માંડીને તાપી નદી સુધીના પ્રદેશમાં ૬૫થી ૭૦ અંશ સુધી ગરમી પડે છે. તાપીથી તે મુંબઈ અને પુના સુધીના મુલકમાં ૭૦થી ૭૫ અંશ સુધી

ગરમી પડે છે અને દક્ષિણના મુલકમાં ૭૫થી ૮૦ અંશ સુધી ગરમી પડે છે.




**જાન્યુઆરીની ગરમી:**—આ નકશો જોતાં જણાશે કે જેમ ઉત્તર તરફ જઈએ તેમ ગરમી વધારે પડે છે, અને દક્ષિણ તરફ ગરમી ઓછી થાય છે. ગુજરાતના છેક ઉત્તરના ભાગમાં સરાસરી તાપ

૮૫ અંશ પડે છે. પણ અમુક જગાએ વધારેમાં વધારે ૧૧૦ અંશ




સુધી હોય છે. તેની દક્ષિણ તરફના પ્રદેશમાં ૮૫થી ૮૦ અંશ સુધી પડે છે અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં ૮૦ અંશથી પણ ઓછી ગરમી પડે છે.

**વરસાદઃ**—સુરજના તાપથી જમીન ઉપરના પાણીની વરાળ

થાય છે. તે હવા કરતાં હલકી હોવાથી આકાશમાં ઉંચે ચઢે છે. ત્યાંની ઠંડી હવા સાથે એ વરાળ મળવાથી પાણીનાં ઝીણાં ઝીણાં ટીપાં બંધાય છે. આવાં અસંખ્ય ટીપાં ભેગાં મળવાથી વાદળાં થાય છે. એ વાદળાંને ઠંડી લાગે ત્યારે વરસાદ રૂપે નીચે પડે છે.

**ચોમાસાના પવનઃ**—હિંદી મહાસાગર અને અરબી સમુદ્રમાંથી ચોમાસાના પવન નૈઋર્ત્ય ખુણા તરફથી વાય છે. તેની સાથે વાદળાં ધસડાઇ આવી સહ્યાદ્રિ સાથે અથડાય છે અને પર્વતની ઠંડીને લીધે વરસાદ રૂપે નીચે પડે છે. આ ભેજવાળો પવન દક્ષિણ તરફથી આવે છે, તેથી પહેલો વરસાદ કોંકણપટીમાં પડે છે અને પછી મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે સ્થળે પડે છે.

**વત્તાઓછો વરસાદઃ**--વાદળાંને ઠંડાં પાડવાનું કામ પર્વતો કે જંગલો કરે છે, આથી પર્વતો કે જંગલો ઉપર બીજા ભાગ કરતાં વધારે વરસાદ પડે છે. દક્ષિણ વિભાગમાં કિનારા પાસે પશ્ચિમઘાટનાં ઉંચાં શિખરો આવેલાં છે, તેથી કોંકણપટીમાં સૌથી વધારે વરસાદ પડે છે. પછી ત્યાંથી ઉત્તર અને પૂર્વ તરફ જેમ જેમ દરીઆથી દૂર જતા જઈએ તેમ તેમ વરસાદ ઓછો થતો જાય છે, કેમકે કોંકણને કિનારે ઘણો ખરો વરસાદ પડી જાય છે. ગુજરાતની પૂર્વ તરફ નાના પર્વતો આવેલા છે, તેથી ત્યાં સાધારણ વરસાદ પડે છે. રણની હવા સુકી હોય છે તેથી ત્યાં બહુ થોડો વરસાદ પડે છે. સૌથી ઓછો વરસાદ કચ્છમાં પડે છે.



વરસાદમાપક યંત્ર

**વરસાદમાપક યંત્રઃ**--વરસાદ માપવાના યંત્રને વરસાદમાપક યંત્ર કહે છે. વરસાદનું માપ ઈંચથી થાય છે. ઈંચના સો

ભાગ કરેલા છે તે દરેકને દોકડો કહે છે. આ યંત્ર સોધું નળાકાર જેવું હોય છે. તેને ખુલ્લી જગામાં મૂકે છે. તેમાં વરસાદના છાંટા




પડવા દે છે. આ પડેલા પાણીની ઉંચાઈ જો એક ઈંચ થાય તો એક ઈંચ વરસાદ પડેલો કહેવાય. પુરેપુરા માપની સરળતા ખાતર બીજું કાચનું નળાકાર વાસણ રાખવામાં આવે છે. તેમાં એકઠા થએલા પાણીને નાખી એના કાપા જોવાથી કેટલો વરસાદ પડયો એ જાણી શકાય છે.

**વરસાદનો નકશો:**—વરસાદ માપવાના યંત્રથી જુદા જુદા ભાગમાં સરાસરી વરસાદ કેટલો પડે છે તે સરકારે નક્કી કરેલું છે. એને આધારે પૃષ્ઠ ૨૨ માં નકશો આપેલો છે. તેમાં જોતાં જણાશે કે કોંકણપટીમાં સરાસરી વરસાદ ૧૦૦ ઇંચ જેટલો પડે છે. તેના અમુક ભાગમાં તો ૧૫૦ ઇંચ સુધી પણ પડે છે. તેનાથી ઉત્તરમાં ઓછો થતો થતો ૬૦, ૪૦, ૩૦, ૨૦, ૧૫ ને ૧૦ ઇંચ જેટલો પડે છે. આ પ્રમાણે પૂર્વમાં પણ ઓછો થતો થતો ૬૦, ૪૦, ૩૦, ૨૫ ને ૨૦ ઇંચ જેટલો જોવામાં આવે છે.

**ધુમસ:**—જમીન નજીકની હવા ઠંડી થાય, ત્યારે તેમાં રહેલી પાણીની વરાળ ઠંડી થઈને ધુમાડા જેવું સ્વરૂપ ધારણ કરે છે તેને ધુમસ કહે છે. તે શિઆળામાં સવારે જોવામાં આવે છે. સુરજ ઊગ્યા પછી એ બંધ થઈ જાય છે.

**ઝાકળ:**—સુરજ આથમ્યા પછી જમીન અને તે ઉપરની હવા ધીમે ધીમે ઠંડી થાય છે, તેથી હવામાંની વરાળનાં પાણીનાં ઝીણાં ટીપાં બંધાય છે. તે ઝાડનાં પાંદડાં અને ઘાસ ઉપર મોતીની પેઠે બાઝે છે, તેને ઝાકળ કહે છે. એ શિઆળામાં સવારે ઘણું નજરે પડે છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. આબોહવા એટલે શું? તેનો આધાર કયી કયી બાબતો પર છે?
૨. વરસાદ શી રીતે આવે છે? પહેલો વરસાદ કોંકણમાં કેમ પડે છે?
૩. મુંબઈ ઇલાકામાં વધારેમાં વધારે અને ઓછામાં ઓછો વરસાદ ક્યાં પડે છે? તેનું શું કારણ છે?
૪. થર્મોમીટર અને વરસાદમાપક યંત્રનો ઉપયોગ સમજાવો.
૫. મુંબઈ ઇલાકાના જુદા જુદા ભાગમાં પડતો વરસાદ બતાવનારો નકશો બનાવો.
૬. ઉનાળામાં દરીઆકાંઠાના પ્રદેશની હવા કેમ ઠંડી હોય છે? સુરતની હવા ભેજવાળી અને અમદાવાદની સુકી શાથી?
૭. મુંબઈ ઇલાકાની પૂર્વ તરફ સહ્યાદ્રિ આવેલો હોત તો મહારાષ્ટ્રના વરસાદ પર શી અસર થાત?

# પાઠ ૮મો

## જમીન

**જમીન:**—મુંબઈ ઇલાકામાં ગોરાડુ, કાળી, રેતાળ અને ખડકાળ જમીન આવેલી છે.

**ગુજરાતની જમીન:**—પર્વતો સિવાયની તળ ગુજરાતના ભાગની જમીન ફળદ્રુપ છે; કેમકે તે નદીઓએ ઘસડી આણેલા કાંપની બનેલી છે. આ જમીન ગોરાડુ ને કાળી છે. કચ્છની જમીન રેતાળ, ગોરાડુ ને ડુંગરાળ છે, અને કાઠિઆવાડના કિનારાની જમીન ફળદ્રુપ છે, પણ અંદરની ખડકાળ છે.

**કચ્છનું રણ:**—આ રણ કચ્છની ઉત્તરે અને પૂર્વે આવેલું છે. રણના પ્રદેશમાં કંઈ ઉગતું નથી. પહેલાં ત્યાં દરીઓ હતો, પણ જમીન ઉંચી થવાથી પાણી ખસી ગયું છે. આ રણની સપાટી ઉપર મીઠાનો થર બાઝેલો છે. તેમાં સૂર્યનો તાપ પડે છે ત્યારે ખારવાળી જમીનમાં **મૃગજળ** જણાય છે. ચોમાસામાં કેટલીક વખત અહીં દરીઆનું પાણી ફરી વળે છે, ત્યારે તેનો દેખાવ બેટ જેવો લાગે છે.

**મધ્ય વિભાગની જમીન:**—આ જમીન કાળી છે. તે ઘણે ભાગે પહાડી હોવાથી તેના કેટલાક ભાગમાં ખેતી થઈ શકતી નથી, એટલે એ ગુજરાતના જેવી ફળદ્રુપ નથી.

**દક્ષિણ વિભાગની જમીન:**—આ વિભાગની જમીન કાળી છે. તેની પશ્ચિમ તરફની કેટલીક જમીન પહાડી છે, પણ પૂર્વ તરફ સપાટ ફળદ્રુપ મેદાન આવેલાં છે.

### પ્રશ્નો અને કૃતિ

૧. ઇલાકાનો નકશો દોરી તેમાં પહાડી ભાગ, મેદાન ને રણ બતાવો.

૨. ઇલાકાના જુદા જુદા ભાગની જમીન કેવી છે?

## પાઠ ૯મો

## વનસ્પતિ

**વનસ્પતિઃ**—વનસ્પતિના જીવનનો આધાર ત્રણ બાબતો પર છે. (૧) જમીન, (૨) હવા અને (૩) પાણી. વનસ્પતિને પણ આપણી માફક ખોરાકની જરૂર છે. આ ખોરાક તે ઉપરની ત્રણે બાબતોમાંથી મેળવે છે. બધી વનસ્પતિને એકજ જાતની જમીન અને હવા માફક આવતી નથી. તેમ પાણીનું પ્રમાણ પણ વત્તાઓછી જોઈએ છીએ. આમ તેના જીવનની ત્રણે બાબતોમાં ફેરફાર છે, તેથી બધી જગાએ એકજ જાતની વનસ્પતિ ઉગી શકતી નથી.

**રણના પ્રદેશની વનસ્પતિઃ**—રણના પ્રદેશમાં પાણી નહિ હોવાથી વનસ્પતિ ઉગતી નથી, પણ કાંઠાના પ્રદેશમાં કાંટાવાળી ઝાંખરા જેવી વનસ્પતિ થાય છે, અને આજુબાજુના પ્રદેશમાં બાવળ, થોર, ખરસાંડી, કેરડા વગેરે થાય છે.

**દરીઆકાંઠાની વનસ્પતિ**—દરિઆ કિનારાના પ્રદેશમાં તાડ, નાળિએરી, ખજુરી, સોપારી વગેરે થાય છે.

**જંગલમાં થતી વનસ્પતિ**—ડુંગરોમાં જ્યાં જમીન સારી હોય અને અનુકુળ વરસાદ પડતો હોય ત્યાં જંગલો બને છે. આવાં જંગલો ગીર, પંચમહાલ, રાજપીપળા, પશ્ચિમઘાટ વગેરેના ડુંગરોમાં છે. તેમાં સાગ, સીસમ, ટનછ, ખેર, વાંસ, ખાખરા, મહુડા, આશોપાલવ વગેરે થાય છે. કાનડા તરફનાં જંગલોમાં સુખડ થાય છે.

**મેદાનમાં થતી વનસ્પતિ**—સપાટ પ્રદેશમા આંબા રાયણ, જાંબુડા, મહુડા, આમલી, બાવળ, વડ, પીપળા વગેરે થાય છે.

### પ્રશ્નો અને કૃતિ

૧. ઇલાકાનો નકશો દોરી તેમાં સાગ, વાંસ, સીસમ ને સુખડ ક્યાં થાય છે એ બતાવો.

૨. વનસ્પતિના જીવનનો આધાર કયી કયી બાબતો ઉપર છે ?

## પાઠ ૧૦મો.

## ખેતીઃ પાક

**ખેતીઃ**—આગળ જણાવેલી વનસ્પતિ કુદરતી રીતે ઉગેલી છે, પણ મનુષ્ય જાતે જમીન ખેડીને પોતાના ખોરાક માટે કેટલીક વનસ્પતિ ઉગાડી છે. ખેતીનો આધાર પણ જમીન હવા અને પાણી ઉપર છે. આ ત્રણે બાબતોનું પ્રમાણ દરેક જગાએ એક સરખું હોતું નથી, તેથી દરેક જગાએ અમુક જાતનો પાક સારો થતો નથી. મુંબઈ ઇલાકાના જુદા જુદા ભાગમાં શો પાક થાય છે તે જોઈએ.

**ગુજરાતઃ**—ગુજરાતમાં ત્રણે ઋતુના પાક થાય છે. તેને ખરીફ અને રવિ પાક કહે છે. ચોમાસામાં અનાજ, તલ, મગફળી, શાકભાજી વગેરે થાય છે. શિઆળામાં ઘઉં, જુવાર, કઠોળ, કપાસ, તમાકુ, વલિઆરી, જીરૂ, દીવેલા, શાકભાજી વગેરે થાય છે, અને ઉનાળામાં બાજરી, જુવાર, શેરડી, શાકભાજી વગેરે થાય છે. તેમાં કચ્છમાં બાજરી ને જુવાર, કાઠિઆવાડમાં ઘઉં, કપાસ ને બાજરી, અમદાવાદ જિલ્લામાં ઘઉં અને ડાંગર, ખેડામાં તમાકુ, ભરૂચમાં કપાસ, પંચમહાલમાં મકાઇ અને સુરતમાં ડાંગર ને શેરડી મુખ્ય છે.

**મહારાષ્ટ્ર**—મહારાષ્ટ્રના સપાટ પ્રદેશમાં બાજરી, જુવાર, ઘઉં, તેલીબીઆં ને કપાસ થાય છે. અને ઉચ્ચ પ્રદેશમાં જાતજાતના મેવા થાય છે.

**કોંકણઃ**—કોંકણમાં ઘણા વરસાદને લીધે કિનારા પાસે મુખ્ય પાક ડાંગર છે. કિનારા પાસેની જમીનમાં નાળિએર, ખજુર ને સોપારી થાય છે. બાગાયત જમીનમાં પાન, સોપારી, પીંપર, કેળાં વગેરે થાય છે.

**કર્ણાટકઃ**—બાજરી, જુવાર, ઘઉં, કપાસ, ને મસાલા થાય છે.

**મુખ્ય પાકઃ**—જુદા જુદા ભાગમાં નીચેના મુખ્ય પાક થાય છે.

**બાજરીઃ**—ખેડા, અમદાવાદ અને ગોદાવરીના કિનારા પર.

**જુવાર**—સુરત, ભરૂચ અને કૃષ્ણા નદીના પ્રદેશમાં.

**ડાંગર**—અમદાવાદ, ખેડા, સુરત, બેલગામ, ધારવાડ ને કોંકણમાં.

**મકાઈ**—પંચમહાલ.

**ઘઉં**—અમદાવાદ, ખાનદેશ, અહમદનગર, નાશિક, બિજાપુર ને ધારવાડમાં. **જવ**—અમદાવાદ.

**કઠોળ ને તેલીબીઆં**—ઇલાકામાં બધે થાય છે.

**મહુડાં**—પંચમહાલ જિલ્લો અને ગુજરાતનાં જંગલોમાં.

**મગફળી**—પંચમહાલ અને દક્ષિણમાં.

**કપાસ**—ભરૂચ, વીરમગામ, પાલણપુર, ખાનદેશ ને ધારવાડ.

**શણ**—પંચમહાલ અને ઇલાકાના બીજા ભાગોમાં.

**તમાકુ**—ખેડા ને બેલગામ.

**શેરડી**—સુરત, પુના, સતારા ને બેલગામ.

**આદુ ને હળદર**—ગુજરાત ને થાણા.

**બટાકા**—મહાબળેશ્વર, પુના, અને સાબરમતીના ભાઠામાં.

**આફુસ કેરી**—રત્નાગિરિને મુંબઈ પાસેના કિનારાના ભાગમાં.

**શાકભાજી**—બધા ઇલાકામાં બાગાયત જમીનમાં.

**નારંગી મોસંબી ને અંજીર**—પુના પાસેના પ્રદેશમાં.

**પપનસ ને અનનાસ**—કોંકણમાં.

**દ્રાક્ષ**—અહમદનગર, પુના, નાશિક ને સતારા.

**દાડમ**—ધોળકા, પુના ને અહમદનગર,

**કેળાં**—સુરત ને થાણા જિલ્લામાં.

**કાજુ**—કાનડા, રત્નગિરિ ને કોલાબા જિલ્લામાં.

**એલચી, મરી ને પીંપર**—કાનડા જિલ્લામાં.

**નાળિએરી, સોપારી, તાડ ને ખજુરી**—કોંકણ ને કાનડામાં.

**પાન**—ચેઉલ, પુના ને થાણા.

### પ્રશ્નો અને કૃતિ

૧. ઇલાકાનો નકશો દોરી તેમાં થતાં પાક બતાવો.

૨. દરેક જગાએ એક સરખો પાક કેમ થતો નથી ?

---

# પાઠ ૧૧મો

## ખનીજ

**ખનીજઃ**—જે પદાર્થ ખાણમાંથી ખોદી કાઢવામાં આવે તેને ખનીજ કહે છે. આપણા ઇલાકામાં ખનીજ બહુ ઓછા છે; કેમકે જમીનનો ઘણો ભાગ નદીઓના કાંપથી બનેલો છે, પણ ડુંગરો તરફ કેટલાક ખનીજ જડે છે.

**પત્થરઃ**—કાઠિઆવાડમાં પોરબંદર, ધ્રાંગધ્રા, જુનાગઢ વગેરે જગાએથી પત્થર નીકળે છે. આરાસુરના ડુંગરમાંથી **આરસપહાણ** નીકળે છે. આ પત્થરો ઈમારત બાંધવાના કામમાં આવે છે. રાજપીપળાના ડુંગરમાંથી **અકીક** નીકળે છે. તેને ખંભાતમાં પકવી તેમાંથી એરિંગ બટન, ચાક વગેરે બનાવે છે. બિજાપુર ને ધારવાડ જિલ્લામાંથી **સ્લેટના પત્થર** નીકળે છે.

**લોઢુંઃ**—લોઢાની કાચી ધાતુ પંચમહાલ, ધારવાડ અને પશ્ચિમઘાટમાંથી નીકળે છે. તેને ગાળવા સારૂં ઈંગ્લાંડ મોકલે છે.

**મેંગેનીઝઃ**—પંચમહાલમાં શિવરાજપુરના ડુંગરમાંથી અને ધારવાડમાંથી નીકળે છે. આ ધાતુને ઇંગ્લાંડ મોકલવામાં આવે છે:

**સોનુંઃ**—ધારવાડ જિલ્લામાંથી નીકળે છે.

**તાંબુઃ**—બિજાપુર જિલ્લામાંથી નીકળે છે.

**સુરોખારઃ**—રાધનપુર, કચ્છ અને અથણીમાંથી નીકળે છે.

**ફટકડીઃ**—કચ્છમાંથી નીકળે છે.

**મીઠુંઃ**—ખારાઘોડામાં **વરાગડું** મીઠું પકવે છે અને દરીઆ કાંઠાના કેટલાક ભાગમાં **ઘસીઉં** મીઠું પકવવામાં આવે છે.




## પ્રશ્નો અને કૃતી :

૧. ખનીજ એટલે શું ? આપણા ઇલાકામાં બહુ ખનીજો કેમ નીકળતા નથી ?

૨. ઇલાકાનો નકશો દોરી તેમાં નીકળતા ખનીજો બતાવો.

# પાઠ ૧૨મો

## પ્રાણી અને લોકો

**પ્રાણી:**—જુદા જુદા ભાગમાં વસતાં પ્રાણીઓનો આધાર તેની આબોહવા અને જમીન ઉપર છે. પ્રાણીઓ બે જાતનાં છે. (૧) પાળેલાં. (૨) જંગલી.

**પાળેલાં**—તેમાં ભેંસ, ગાય, બળદ, પાડા, બકરાં, ઘેટાં ઊંટ, ઘોડા, ગધેડાં, કુતરાં, બિલાડાં વગેરે છે.

**જંગલી**—તેમાં સિંહ, વાઘ, દીપડા, વરૂ, રીછ, સુવર વગેરે શિકારી છે અને સસલાં, સાબર. હરણ, શિઆળ વગેરે બીકણ પ્રાણીઓ છે.

**પ્રખ્યાત પ્રાણીઓ:**—કાંકરેજ ને કડી પ્રાંતના **બળદ** વખણાય છે. કાઠિઆવાડ ને કચ્છના **ઘોડા** જાણીતા છે. રણના પ્રદેશનાં **ઊંટ** સારાં હોય છે. ગીરની **ગાય** તથા જાફરાબાદની **ભેંસો** પ્રખ્યાત છે, અને ડુંગરાળ પ્રદેશ પ્રદેશમાં બકરાં-ઘેટાં સારાં થાય છે. ગીરના જંગલમાં **સિંહ** માલમ પડે છે.

**લોકો:**—મુંબઇ ઇલાકામાં હિંદુ, મુસલમાન, દેશી ખ્રિસ્તી, પારસી અને યાહુદી લોકોની વસ્તી છે. હિંદુઓમાં અનાર્ય, દ્રાવીડ અને આર્ય લોકોનો સમાવેશ થાય છે. આ બધા લોકો જુદે જુદે વખતે હિંદમાં આવીને વસેલા છે. માત્ર અનાર્યો હિંદના મૂળ વતની છે.

**વસવાટ:**—જ્યાં જિંદગીની અનુકુળતા હોય ત્યાં માણસો વસે છે. ઇલાકાનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી ગામડાંઓ બહુ છે અને શહેરો થોડાં છે. પાણીની સગવડને લીધે ઘણાં ગામડાં નદી કિનારે વસેલાં છે.

**સારાં શહેરો:**—પાણીની પુરતી સગવડ હોય; આસપાસના પ્રદેશમાં ખેડવા લાયક જમીન હોય; ચોર, દુશ્મન કે જનાવરની બીક ઓછી હોય અને વેપાર તથા હુન્નરઉદ્યોગની અનુકૂળતા હોય ત્યાં વસ્તી વધવાથી સારાં શહેરો જામે છે. આવાં શહેર ઘણે ભાગે સપાટ મુલકમાં નદીના કિનારા ઉપર વસે છે. ડુંગરાળ પ્રદેશ અને જંગલમાં આવી અનુકુળતા નહિ હોવાથી મોટાં શહેર હોતાં નથી.

**શહેરોની આબાદી:**—શહેરમાં ઘણાં કારખાનાં હોય છે,

તેથી આસપાસનાં ગામડાંના લોકો ઉદ્યમ મેળવવા ત્યાં જઇને રહે છે. એટલે શહેર વસ્તી વધી આબાદ થાય છે. આ પ્રમાણે મુંબઈ, અમદાવાદ વગેરે આબાદ થએલાં છે.

**વસ્તીનું પ્રમાણ;**—આપણા ઇલાકાની વસ્તી આશરે અઢી કરોડ માણસની છે. તેમાં લગભગ પોણા ભાગના હિંદુઓ અને પાંચમા ભાગના મુસલમાન છે. બાકીના ખ્રિસ્તી. પારસી વગેરે છે, જુદા જુદા ભાગની વસ્તીનું પ્રમાણ જોતાં પ્રથમ નંબરે ગુજરાત પછી કાનડા પછી મહારાષ્ટ્ર અને છેવટે કચ્છ આવે છે.

**કચ્છ**—રણનો પ્રદેશ છે. તેથી વસ્તી ઘણી ઓછી છે.

**ગુજરાત**—એકંદરે ગુજરાતની વસ્તી ગીચ છે તેમાં ઉત્તર કાઠીઆવાડ, પાલણપુર, સાબરકાંઠા ને રેવાકાંઠામાં વસ્તી ઓછી છે.

**મહારાષ્ટ્ર અને કાનડા**—સહ્યાદ્રિ પાસેના પ્રદેશમાં વસ્તી સારી છે, કેમકે ત્યાં વરસાદ સારો પડે છે. કોંકણપટીમાં ઘાડી વસ્તી છે, પણ પશ્ચિમઘાટની બીજી બાજુના મુલકમાં વસ્તી સાધારણ છે.

**ઘાડી અને આછી વસ્તી;**—વસ્તીનો આધાર જમીનની ફળદ્રુપતા, આબોહવા અને વેપારની સગવડ ઉપર રહેલો છે. આવી. અનુકુળતા જ્યાં હોય ત્યાં ખેતી સારી થવાથી ઘાડી વસ્તી હોય છે. ઇલાકામાં ઘાડામાં ઘાડી વસ્તી ખેડા તે સુરત જિલ્લામાં છે. અમદાવાદ શહેરની વસ્તી હુન્નરઉદ્યોગને લીધે ઘાડી થયેલી છે. રેતાળ, ડુંગરાળ, જંગલવાળો કે વેરાન પ્રદેશ હોય ત્યાં ખેતીવાડી બરાબર નહિ થવાથી આછી વસ્તી હોય છે. કચ્છ, ઉત્તર કાઠીઆ-વાડ, પાલણપુર, સાબરકાંઠા ને રેવાકાંઠામાં આછી વસ્તી છે.

**ઘાડી અને આછી વસ્તી બતાવનારો નકશો:**—આ નકશો જોવાથી જણાશે કે જે ભાગમાં ગીચમાં ગીચ વસ્તી છે, ત્યાં એક ચોરસ માઇલે ૪૦૦–૫૦૦ માણસો વસે છે જ્યાં સાધારણ વસ્તી છે. ત્યાં ૨૦૦–૩૦૦ માણસો વસે છે. અને જ્યાં વસ્તી આછી છે ત્યાં ૫૦–૧૦૦ માણસો જણાય છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. ઇલાકાના કયા ભાગનાં બળદ, ઘોડા, ઊંટ ને સિંહ જાણીતાં છે?
૨. વસ્તીનો આધાર શા પર છે? ગામડાં કરતાં શહેર કેમ ઓછાં છે?




૩. સારાં શહેર કેવી જગાએ વસે ? જંગલમાં મોટા શહેર કેમ ન હોય ?

૪. હુન્નરઉદ્યોગને લીધે વસ્તી પર શી અસર થાય છે ? મુંબઈ અને અમદાવાદની આબાદીનું શું કારણ છે ?

૫. ઇલાકાનો નકશો દોરી એમાં વસ્તીનું પ્રમાણ બતાવો.

૬. ઇલાકાના કયા ભાગમાં ગીચ અને આછી વસ્તી છે ? શાથી ?

# પાઠ ૧૩મો
## ધર્મ અને ભાષા

**ધર્મ**:—મુખ્ય પાંચ ધર્મ છે. હિંદુ, જૈન, ઇસ્લામ, ખ્રિસ્તી, અને જરથોસ્ત.

**હિંદુ**—હિંદુ લોકોનું જુનામાં જુનું ધર્મ પુસ્તક વેદ છે. આ ધર્મના મુખ્ય બે પંથ છે. (૧) શૈવ. (૨) વૈષ્ણવ. શૈવ ધર્મવાળા શિવને પૂજે છે અને વૈષ્ણવો રામ અને કૃષ્ણની ભક્તિ કરે છે.

**જૈન**—જૈનો અહિંસાને માને છે. આ ધર્મની બે શાખા છે. (૧) શ્વેતાંબર. (૨) દિગંબર. શ્વેતાંબરીઓ મૂર્તિપૂજક છે અને દિગંબરીઓ મૂર્તિને માનતા નથી.

**ઇસ્લામ**—મુસલમાનો ઇસ્લામ ધર્મ પાળે છે. તેઓ મહમદ પેગંબર સાહેબના અનુયાયી છે. તેમનું ધર્મ પુસ્તક **કુરાન** છે. એ મૂર્તિને માનતા નથી. માત્ર ખુદાની બંદગી કરે છે.

**ખ્રિસ્તી**—યુરોપી પાદરીઓના ઉપદેશથી કેટલાક દેશીઓ ખ્રિસ્તી થયા છે. તે ઇસુખ્રિસ્તને માને છે. એમનું ધર્મ પુસ્તક **બાઇબલ** છે.

**જરથોસ્ત**—આ ધર્મ પારસી લોકો પાળે છે. તે જરથોસ્ત પેગંબરના અનુયાયી છે. તેમનું ધર્મ પુસ્તક **અવસ્તા** છે. તે અગ્નિની પૂજા કરે છે. **ઉદવાડા** એમનું પવિત્ર ધામ છે.

**ભાષા**—મુખ્ય ત્રણ ભાષાઓ છે. (૧) ગુજરાતી. (૨) મરાઠી (૩) કાનડી. કચ્છમાં કચ્છી ભાષા બોલાય છે, પણ લખાણમાં તેઓ ગુજરાતી ભાષા વાપરે છે, કેમકે તેની જુદી લિપિ નથી. મુસલમાનોની માતૃભાષા ઉર્દુ છે.

**ગુજરાતી**—ગુજરાતમાં ગુજરાતી ભાષા વપરાય છે.

**મરાઠી**—મહારાષ્ટ્ર અને કોંકણમાં મરાઠી ભાષા વપરાય છે.

**કાનડી**—આ ભાષા કાનડામાં વપરાય છે.

### પ્રશ્નો અને કૃતિ

૧. મુંબઈ ઇલાકામાં કયા કયા લોકો વસે છે? તે કયો ધર્મ પાળે છે?
૨. ઇલાકાની મુખ્ય ભાષાઓ કયી છે? તે નકશો દોરી બતાવો,

---

# પાઠ ૧૪મો
## ધંધાઉદ્યોગ અને આયાતનિકાસ

**ધંધાઉદ્યોગઃ**—ધંધાઉદ્યોગનો આધાર કુદરતી રચના અને આબોહવા ઉપર છે. મુંબઈ ઇલાકાના લોકો જુદા જુદા ધંધો-રોજગાર કરે છે. તેમના ગુજરાનનું સાધન નીચે પ્રમાણે છે.

**ખેતી**—લગભગ ૬૪ ટકા જેટલા માણસો ખેતીવાડીમાંથી ગુજરાન ચલાવે છે, કેમકે જમીન ફળદ્રુપ છે. કેટલાક જંગલની પેદાશ એકઠી કરે છે અને કેટલાક ભરવાડનો ધંધો કરે છે.

**મજુરી અને કારીગરી**—કેટલાક લોકો કારખાનાં, ખાણો, રેલવે, જંગલો વગેરેમાં મજુરી કરે છે, તથા માલ લાવવા લઈ જવાનાં વાહનો ફેરવે છે. વળી કેટલાક મકાનો બાંધે છે તથા ધાતુ, લાકડાં, માટી વગેરેનો સામાન બનાવે છે.

**ઉદ્યોગ**—કેટલાક લોકો ઉદ્યોગમાં રોકાએલા છે. આપણા ઇલાકામાં રૂ ઘણું પાકે છે, તેથી મુંબઈ, અમદાવાદ, સોલાપુર વગેરે જગાએ સુતર કાંતવાની અને વણવાની મીલો છે. ઇલાકામાં આવી લગભગ ૨૨૫ મીલો છે. સુરત, અમદાવાદ, નાશિક, પુના વગેરે સ્થળે હાથવણાટનું કામ સારૂં થાય છે, અને કેટલીક જગાએ કપાસ લોઢવાનાં જીન તથા પરચુરણ કામનાં કારખાનાં છે. તેમાં ઘણા લોકોને રોજી મળે છે. આ સિવાય દરીઆ કિનારે માછલાં પકડવાનો, વહાણવટાનો અને મીઠું પકવવાનો ધંધો કરે છે.

**વેપાર અને નોકરી**—કેટલાક લોકો વેપાર કે નોકરી કરે છે.

**મુખ્ય ઉદ્યોગોઃ**—જુદી જુદી જગાએ નીચેના મુખ્ય ઉદ્યોગો ચાલે છે. આ બધાં મુંબઈ ઇલાકાનાં **ઔદ્યોગિક સ્થળો** છે.

**સુતરાઉ કાપડ**—અમદાવાદ, મુંબઈ, સોલાપુર, વીરમગામ, નડિઆદ, વડોદરા, ભરૂચ, નવસારી ને સુરતમાં કાપડની મીલો છે.

**રેશમી કાપડ**—અમદાવાદ, સુરત, યેવલા, નાશિક, થાણા ને મુંબઈમાં હાથવણાટનું રેશમી કાપડ બને છે.

**જરીકામ**—સુરત, અમદાવાદ ને જામનગરમાં કસબી કામ થાય છે.

**રંગારી કામ**—અમદાવાદ, સુરત ને જામનગરમાં સારૂં થાય છે.




**તાંબાપિત્તળનાં વાસણ**—નાશિક, પુના, મુંબઇ, અમદાવાદ, વીસનગર ને સિહોરમાં સારાં થાય છે.

**સોનારૂપાનું નકશી કામ**—ભૂજમાં સારૂં થાય છે.

**કાચનાં કારખાનાં**—અમદાવાદ, મુંબઈ ને તળેગાંવમાં છે.

**દિવાસળીનાં કારખાનાં**—અમદાવાદ, ખંભાત, મુંબઈ ને અંબરનાથમાં છે.

**કાગળનાં કારખાનાં**—આરેજડી ને પુના પાસે મુઢવામાં છે.

**સીમેંટનાં કારખાનાં**—કાઠિઆવાડમાં પોરબંદર ને ઓખામાં છે.

**ગોળ ને ખાંડનાં કારખાનાં**—પુના ને અહમદનગર જિલ્લામાં છે

આ સિવાય પાટણમાં પટોળાં, સુરતમાં હાથીદાંતનાં રમકડાં, કાનડામાં સુખડનું કોતરકામ અને ખારાઘોડામાં મીઠું બનાવે છે. વળી કચ્છના અખાતમાં નવાનગર પાસેથી મોતી કાઢવાનું કામ ચાલે છે.

**આયાતનિકાસ**—જે વસ્તુઓ આપણે ત્યાં થતી ન હોય, પણ તેની જરૂર પડે તો તેની બહારથી આયાત કરીએ છીએ, અને જે વસ્તુઓ આપણે ત્યાં ખપ કરતાં વધારે થાય છે તેની નિકાસ કરીએ છીએ.

**આયાત**—જે માલ બહારથી આવે તેને આયાત કહે છે. આપણા ઇલાકામાં પરદેશી કાપડ, યંત્રો, પતરાં, ઘડિઆળ, મોટરો, ખાંડ, રંગ, સ્ટેશનરી, કોલસા, કાગળ, કેરોસીન, પેટ્રોલ, કાચનો સામાન, ચિનાઈ વાસણો, રબરનો સામાન, પેન્સિલ, સિગારેટ, ધાતુઓ, દવાઓ વગેરે બહારથી આવે છે.

**નિકાસ**—આપણે ત્યાં થતો જે માલ બહાર જાય છે તેને નિકાસ કહે છે. મુંબઈ ઇલાકામાંથી અનાજ, તેલીબીઆં, રૂ, સુતર, કાપડ, ઇમારતી લાકડું, સોપારી, નાળિએર, ચામડાં, હાડકાં વગેરે બહાર જાય છે.

**વેપાર**—એક ભાગમાંથી બીજા ભાગમાં વધારાના માલની જે અવરજવર થાય તેને વેપાર કહે છે. માલની આયાતનિકાસ કરવા વેપારની જરૂર છે. આપણો ઘણો વેપાર ઈરાન, અરબસ્તાન, આફ્રિકા, યુરોપ વગેરેમાં સારો ચાલે છે. મુંબઈ ઇલાકામાં મુંબઈ, અમદાવાદ, સુરત, ભરૂચ, વલસાડ, હોનાવર, માંડવી, પોરબંદર, પુના, સોલાપુર વગેરે વેપારનાં મુખ્ય મથકો છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. મુંબઈ ઇલાકામાં કયા કયા ધંધાઉદ્યોગ ચાલે છે? શાથી?

૨. દેશના ધંધા શા ઉપરથી નક્કી થાય છે? મુંબઈ ઇલાકામાં મુખ્ય ધંધો ખેતીનો શાથી છે?

૩. ઇલાકાનો નકશો દોરી તેમાં હુન્નરઉદ્યોગનાં સ્થળ બતાવો.

૪. મુંબઈ ઇલાકામાં સુતરાઉ કાપડની મીલો ક્યાં ક્યાં છે? અહીં શાથી વધારે છે? કચ્છમાં શાથી નથી?

૫. આયાત ને નિકાસ એટલે શું? મુંબઈ ઇલાકામાં કયી કયી વસ્તુઓની આયાતનિકાસ થાય છે?

૬. વેપાર એટલે શું? ઇલાકામાં વેપારનાં મથકો ક્યાં ક્યાં છે?

---

## પાઠ ૧૫મો

## વહેવારના માર્ગ

**જુના માર્ગ**:—પહેલાંના વખતમાં રસ્તાઓ સારા બાંધેલા નહોતા; એટલે ગાડાં, વણઝારાની પોઠો કે ઊંટ મારફતે મુસાફરી અને માલની અવરજવર થતી. મોટી નદીઓમાં નાનાં વહાણો અને હોડીઓ ફરતી, તેથી કિનારાના પ્રદેશમાં ઉતારૂઓ અને માલની આવજા થતી. દરીઆમાં મોટાં વહાણો ફરતાં, તે મારફતે પરદેશ સાથે વેપાર થતો. આ બંને માર્ગમાં ચોરલુટારાનો ભય રહેતો અને ચોમાસામાં વહેવાર બંધ કરવો પડતો.

**હાલના માર્ગ**—હાલમાં વહેવારના મુખ્ય ૩ માર્ગ છે. (૧) જમીન માર્ગ. (૨) જળ માર્ગ. (૩) હવાઈ માર્ગ. જમીન માર્ગમાં કાચીપાકી સડકો અને રેલવેઓ છે. અંગ્રેજી રાજ્ય થયા પછી રસ્તાઓ સુધર્યા છે, અને ચોરલુટારાની બીક રહી નથી, તેથી વેપારઉદ્યોગ ખીલ્યો છે.

**કાચીપાકી સડકો**—ઇલાકાના બધા ભાગમાં કાચીપાકી સડકો બાંધેલી છે. ત્યાં ગાડાં ને મોટરો મારફતે વહેવાર ચાલે છે.

**રેલવે**—રેલવે માર્ગે ઘણો માલ ઝડપથી જાય છે, તેથી ઘણોખરો વહેવાર એ મારફતે ચાલે છે. નકશો જોતાં જણાશે કે કચ્છ અને દક્ષિણ સિવાય ઇલાકામાં તે જાળની માફક પથરાએલી છે. મુખ્ય રેલવે લાઇનો નીચે પ્રમાણે છે.

**બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે** (બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઈંડિઆ રેલવે)—એ મુંબઇથી નીકળી વલસાડ, સુરત ને ભરૂચ થઈ વડોદરા આવે છે. ત્યાંથી એના મુખ્ય બે ફાંટા પડે છે. એક ફાંટો આણંદ ને અમદાવાદ થઈ વીરમગામ જાય છે, અને બીજો ફાંટો ગોધરા ને રતલામ થઈ મથુરાં જાય છે. આણંદથી ખંભાત, આણંદથી ગોધરા, વીરમગામથી ખારાઘોડા વગેરે એના ઘણા ફાંટાઓ છે. આ લાઇન પહોળા માપની છે.

**ટી. વી. રેલવે** (તાપ્તી વૅલી રેલવે)—એ સુરતથી નીકળી પૂર્વ તરફ ભુસાવળ થઈને જાય છે. તે ખાનદેશ તથા મધ્યહિંદ સાથે ગુજરાતનો સંબંધ જોડે છે. આ લાઈન પહોળા માપની છે.

જી. આઇ. પી. રેલવે (ગ્રેટ ઇન્ડિઅન પેનિન્સ્યુલર રેલવે)—તે મુંબાઇથી નીકળે છે. કલ્યાણથી તેના બે ફાંટા છુટા




પડે છે. એક ફાંટો થળઘાટમાં થઇ નાશિક, ભુસાવળ, દિલ્હી અને કલકત્તા સુધી જાય છે, અને બીજો ફાંટો ભોરઘાટમાં થઈ પુના, સોલાપુર ને મદ્રાસ સુધી જાય છે. આ લાઈન પહોળા માપની છે.

**આર. એમ. રેલવે** (રજપુતાના માળવા રેલવે)—એ અમદાવાદથી નીકળી રજપુતાનામાં થઇ દિલ્હી સુધી જાય છે. આ લાઇન મધ્યમ માપની છે.

**એસ. એમ. રેલવે** (સધર્ન મરાઠા રેલવે)—એ પુનાથી નીકળી સતારા, બેલગામ ને ધારવાડ થઇને મ્હૈસુર તરફ જાય છે. તેનો એક ફાંટો લોંઢાથી માર્મગોવા સુધી જાય છે, એના બીજા ફાંટાઓ પણ છે. આ લાઇન મધ્યમ માપની છે.

આ સિવાય કાઠિયાવાડમાં જામનગર–દ્વારકા, મોરબી સ્ટેટ, જુનાગઢ સ્ટેટ, ભાવનગર સ્ટેટ વગેરે રેલવેઓ આવેલી છે. કચ્છમાં પણ એક રેલવે છે.

**જળ માર્ગ**:—નદીઓના મુખ પાસે પુરાણ થયું છે, એટલે કિનારાનો નાનાં વહાણો મારફતે ચાલતો વેપાર ઘટ્યો છે; પરંતુ મુંબઇ અને કાઠિઆવાડનાં બંદરોથી પરદેશો સાથે આગબોટો મારફતે સારો વેપાર ચાલે છે. જળમાર્ગે ખર્ચ ઓછું થાય છે, તેથી જ્યાં સરળતા હોય ત્યાં એનો ઉપયોગ થાય છે.

**હવાઈ માર્ગ**:—વિમાન મારફતે દર અઠવાડીએ વિલાયતથી કરાંચી ટપાલની આવજા થાય છે. મુંબઈ ઇલાકામાં મુંબઈ, અમદાવાદ, રાજકોટ ને પુના હવાઇ માર્ગનાં મથકો છે. ત્યાં કરાંચીથી વિમાન મારતે ટપાલ આપે છે.

## પ્રશ્નો અને કૃતિ

૧, ઇલાકાના જુના અને હાલના વહેવારના માર્ગો વિષે શું જાણો છો?
૨. જળ માર્ગ અને રેલવે માર્ગ એ બેમાં કયો સારો છે? શાથી?
૩. ઇલાકાનો નકશો દોરી તેમાં મોટી રેલવે લાઇનો બતાવો.
૪. મુંબઈ ઇલાકામાં સૌથી વધુ રેલવે કયા ભાગમાં છે? શાથી?
૫. અમદાવાદથી નાશિક જતાં રસ્તામાં કયાં મોટાં સ્ટેશનો આવે?

---

# પાઠ ૧૬મો

## રાજ્યવહીવટ

**રાજ્યવહીવટ:**—રાજ્ય સારી રીતે ચાલી શકે, માટે સરકારે ગામડાંથી માંડીને ઠેઠ ઇલાકા સુધી ખાતાંવાર જુદા જુદા અમલદારોની ગોઠવણ કરેલી છે. રાજ્યવહીવટનું મુખ્ય કામ રેવન્યુખાતું કરે છે. તેના અમલદારોની ફરજો નીચે પ્રમાણે છે.

**રેવન્યુખાતું**—ગામડાના ઉપરીને **મુખી** કહે છે. તે સુખશાંતિ જાળવવાનું અને ગુના અટકાવવાનું કામ કરે છે. **તલાટી** ગામનું મહેસુલ ભેગું કરીને મામલતદારને મોકલે છે. તાલુકાના ઉપરીને **મામલતદાર** કહે છે. એ તાલુકાની મહેસુલ એકઠી કરે છે, બંદોબસ્ત રાખે છે અને નાના ફોજદારી ગુનાની તપાસ કરે છે. જિલ્લાના ઉપરીને **કલેકટર** કહે છે. તે જિલ્લાનું મહેસુલ એકઠું કરે છે, બંદોબસ્તરાખે છે અને નાનાફોજદારી ગુનાની તપાસ કરે છે. વિભાગના ઉપરીને કમિશનર કહે છે. તે પોતાના વિભાગની દેખરેખ રાખે છે, અને ઇલાકાના ઉપરીને ગવર્નર કહે છે. તે પોતાના ઈલાકાનો કારોબાર ચલાવે છે.

**ન્યાયખાતું**—લેણદેણ, હક વગેરેની તકરારો સાંભળી ન્યાય આપવાનું કામ **મુનસફ** કરે છે. **ડિસ્ટ્રકટ** અને **સેશન્સ જજ** મુનસફ અને કલેકટરનાં કામ ઉપર અપીલો સાંભળે છે: સેશન્સ જજના કામ ઉપર હાઇકોર્ટમાં અપીલ કરાય છે.

**પોલિસખાતું**—એ ગુના અટકાવવાનું અને સુલેહશાંતિ જાળવવાનું કામ કરે છે. ગામડાંની સંભાળ **પોલિસ** રાખે છે. શહેર અને તાલુકાની દેખરેખ માટે સબઇન્સ્પેકટરો (ફોજદારો) રાખેલા છે. જિલ્લાની સંભાળ માટે ડિસ્ટ્રિકટ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટો નીમેલા છે અને પ્રાંતની દેખરેખ ઇન્સ્પેકટર જનરલ રાખે છે.

**ડિસ્ટ્રિકટ લોકલ બોર્ડ**:—જિલ્લાની સામાન્ય જનસુખાકારી અને કેળવણીનો વહીવટ કરનાર બોર્ડને ડિ. લો. બોર્ડ કહે છે. તેના સભાસદો પ્રજા ચુંટી કાઢે છે. તે રસ્તા બંધાવવા, દવા આપવી, ઝાડો રોપાવવાં, પ્રજાને પ્રાથમિક કેળવણી આપવી વગેરે કામો કરે છે. શહેરોમાં આવી જાતનો વહીવટ **મ્યુનિસિપાલિટિ** કરે છે,

આ સિવાય કેળવણી, આબકારી, પોસ્ટ વગેરે ખાતાં છે.

**ઇ. સ. ૧૯૩૫ના કાયદા પ્રમાણે ઈલાકાનું નવું રાજ્ય-બંધારણ**:—ઇલાકાના ઉપરી ગવર્નર છે. એમની નીમણુક નામદાર **શહેનશાહ** કરે છે. તે પાંચ વર્ષ સુધી હોદ્દા પર રહે છે. ગવર્નર કાયદા પ્રમાણે વર્તે છે, પણ અમુક બાબતમાં તેમને ખાસ સત્તા આપેલી છે. એમને રાજ્યવહીવટમાં મદદ કરવા માટે ઇ. સ. ૧૯૩૭ની ૧લી એપ્રીલથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરેલી છે.

**પ્રધાનમંડળ**:—ધારાસભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના સભાસદોમાંથી ગવર્નર પ્રધાનમંડળ નીમે છે. તેમાંથી એકને મુખ્ય પ્રધાન બનાવે છે. મુંબઈ ઇલાકામાં ૭ પ્રધાનો નીમેલા છે. ગવર્નર આ પ્રધાનો મારફત રાજ્યવહીવટ ચલાવે છે.

**ધારાસભા**:—મુંબઈ ઇલાકામાં બે ધારાસભાઓ રાખેલી છે. (૧) **લેજિસ્લેટિવ એસેમ્બ્લી**. (૨) **લેજિસ્લેટિવ કાઉન્સિલ**. એસેમ્બ્લીમાં ૧૭૫ સભાસદો છે. તેમને જુદાં જુદાં મતદાર મંડળો ચુંટી કાઢે છે. કાઉન્સિલમાં ૨૯–૩૦ સભાસદો છે. તેમાંના ૨૬ને જુદાં જુદાં મતદાર મંડળો ચુંટી કાઢે છે અને બાકીના ૩–૪ ને ગવર્નર નીમે છે.

**દેશી રાજ્યોનો સરકાર સાથેનો સંબંધ**:—પહેલાં ઈલાકાનાં બધાં દેશી રાજ્યોનો સંબંધ ગવર્નર સાથે હતો. હવે તેમને ગવર્નર જનરલ અને વાઇસરૅાયની દેખરેખ નીચે મૂકેલાં છે. વડોદરામાં વાઇસરૅાય તરફથી રેસિડંટ રહે છે અને એજન્સિઓમાં ગવર્નર જનરલ

તરફથી એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. એના હાથ નીચે પોલિટિકલ એજંટો કામ કરે છે. આ અમલદારો દેશી રાજાઓને સલાહ આપે છે, તે સલાહસંપથી રહે અને ગેરવહીવટ ન ચલાવે તેની તપાસ રાખે છે, ખંડણી ઉઘરાવીને જેની તેને ભરે છે, અને કોઈ રાજા સગીર હોય કે રાજ્ય દેવાદાર થઈ ગયું હોય તો વહીવટ હાથમાં લઈ બધું રીતસર થતાં પાછો સોંપે છે.

## પ્રશ્નો

૧. મુંબઈ ઇલાકાના નવા રાજ્યબંધારણ વિષે શું જાણો છો?

૨. મુખી, સબઇન્સ્પેક્ટર, મુનસફ, મામલતદાર, ડિ. લો. બોર્ડ અને મ્યુનિસિપાલિટિની શી શી ફરજો છે?

૩. ઇલાકાનાં દેશી રાજ્યો અને સરકાર વચ્ચે કેવો સંબંધ છે?

# પાઠ ૧૭મો

## ગુજરાત–સામાન્ય જ્ઞાન

**ગુજરાતઃ**—ગુજરાતમાં પ્રથમ ઉત્તર ભણીથી ગુર્જર લોકો આવીને વસેલા હતા. એમના નામ ઉપરથી આપણા પ્રાંતનું નામ ગુજરાત પડેલું છે. ગુજરાતનાં હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય છે. એ પહેલાં મરાઠાઓનું રાજ્ય હતું, તે અગાઉ મુસલમાની અમલ હતો, અને સૌથી પહેલાં રજપુત રાજાઓની સત્તા હતી.

**ઐતિહાસિક સ્થળોઃ**—ગુજરાતમાં થઈ ગએલા રાજાઓના સમયમાં કેટલાંક શહેરો લડાઈ કે બીજી રીતે જાણીતાં થએલાં છે. વળી કેટલાંક બાંધકામો પણ થએલાં છે. એ બધાં એમની નિશાની રૂપે હાલમાં ઐતિહાસિક સ્થળો તરીકે જાણીતાં છે. વલભીપુર, પંચાસર, ચાંપાનેર, અણહીલપુર પાટણ, સોમનાથ પાટણ, કંથકોટ, વઢવાણ, અમદાવાદ, મહેમદાવાદ વગેરે ઐતિહાસિક શહેરો છે. ગીરનારના શીલાલેખ, રૂદ્રમાળ, દેલવાડાનાં દહેરાં, પાલિતાણા ને શેત્રુંજા ઉપરનાં દહેરાં, મુનસર, મલાવ, સહસ્રલિંગ, કાંકરીઉં, તેન વગેરે તળાવો, ગાયકવાડની હવેલી, કપડવણજનો કુંડ, રાણીની વાવ, દેરાણી જેઠાણીના ગોખલા, ડભોઈનો કિલ્લો, ભદ્રનો કિલ્લો, જુમા-મસ્જિદ, દરીઆખાનનો ઘુમટ, શાહીબાગ, શાહઆલમનો રોજો, સરખેજનો રોજો, ભમરીઓ કુવો, ચાંદા–સુરજના મહેલ વગેરે ઐતિહાસિક બાંધકામો છે.

**સીમાઃ**—ગુજરાતની ઉત્તરે કચ્છનું રણ અને મારવાડ છે. પૂર્વે માળવા, મેવાડ ને ખાનદેશ જિલ્લો છે. દક્ષિણે અરબી સમુદ્ર ને થાણા જિલ્લો છે અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી વિભાગઃ**—નકશા તરફ જોતાં જણાશે કે ગુજરાતના ત્રણ કુદરતી વિભાગો પડેલા છે. (૧) કચ્છ. (૨) **કાઠિઆવાડ.** (૩) **તળ ગુજરાત.**

**રાજકીય વિભાગઃ**—ગુજરાતના મુખ્ય રાજકીય વિભાગ બે

છે. (૧) **ખાલસા મુલક.** (૨) **દેશી રાજ્યો.** ખાલસા મુલકમાં અમદાવાદ, ખેડા, ભરૂચ ને પંચમહાલ અને સુરત એવા ચાર જિલ્લાઓ આવેલા છે. દેશી રાજ્યોમાં વડોદરા રાજ્ય, પશ્ચિમ હિંદ એજન્સિ, ગુજરાત સ્ટેટ્સ એજન્સિ અને પાલણપુર ને દાંતાનાં રાજ્યો આવેલાં છે. આ સિવાય ફિરંગી લોકોનાં બે સ્વતંત્ર સંસ્થાન દીવ ને દમણ છે.

**કુદરતી રચના:**—કાઠિઆવાડનો મધ્ય ભાગ ઉંચો છે અને તેની આજુબાજુ ઢોળાવ છે, તેથી નદીઓ ચારે તરફ વહે છે. ગુજરાતનો મધ્ય ભાગ સપાટ છે, પૂર્વનો ભાગ ડુંગરાળ છે અને પશ્ચિમ તરફ દરીઓ આવેલો છે, તેથી જમીનનો ઢાળ પૂર્વ–પશ્ચિમ છે. ઉત્તરનો પ્રદેશ રણને મળતો છે.

**પર્વતો:**—ગુજરાતના મુખ્ય પર્વતો નીચે પ્રમાણે છે.

**આબુ:**—ગુજરાતમાં મોટો પર્વત છે. એની ઉંચાઈ ૫૬૦૦ ફૂટ છે. તે હવા ખાવાનું સ્થળ છે. અહીં જૈન લોકોનાં સુંદર દહેરાં છે.

**આરાસુર**—ગુજરાતની ઈશાને આવેલો છે. ત્યાં અંબાજીનું દહેરૂં છે. અહીંથી આરસપહાણ નીકળે છે.

**પાવાગઢ**—પંચમહાલ જિલ્લામાં આવેલો છે. તે ૨૫૦૦ ફૂટ ઉંચો છે. તેના શિખર પર કાળકા માતાનું દહેરૂં છે.

**રાજપીપળા**—રેવાકાંઠા એજન્સિમાં આવેલો છે. તે સાતપુડા પર્વતની શાખા છે. અહીં ઈમારતી લાકડાંનાં જંગલો છે.

**ગીરનાર**—કાઠિઆવાડમાં સૌથી ઉંચો છે. તેની ઉંચાઈ ૩૫૦૦ ફૂટ છે. અહીં હિંદુ અને જૈન લોકોનાં સુંદર દહેરાં છે.

**શેત્રુંજો**—પાલિતાણા પાસે છે. અહીં જૈનોનાં સુંદર દહેરાં છે.

આ સિવાય બર્ડો, ધાર, પારનેરા, ચોટીલા વગેરે નાના પર્વતો છે.

**નદીઓ:**—ગુજરાતની મુખ્ય નદીઓ નીચે પ્રમાણે છે.

**સાબરમતી** (૨૦૦)—એ અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે **અમદાવાદ** ને **સાદરા** છે.

**મહી** (૩૨૦)--એ માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેને કાંઠે **ખંભાત** ને **વાસદ** છે.



ગુજરાત – પ્રાકૃતિક રચના

**નર્મદા** (૮૦૦)—એ વિંધ્યાચળના અમરકંટક ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે **શુકલતીર્થ, ભરૂચ, ચાણોદ** ને **ભાડભૂત** આવેલાં છે. એમાં **કબીરવડ** ને **સુરપાણનો ધોધ** જોવા લાયક છે.

**તાપી** (૪૫૦)—એ સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે **માંડવી, સુરત** ને **રાંદેર** છે.

**ભાદર** (૧૨૦)—એ જસદણ આગળથી નીકળી અરબી સમુદ્રને મળે છે. આ નદી કાઠિઆવાડમા સૌથી મોટી છે.

આ સિવાય બનાસ, સરસ્વતી, વાત્રક, મેશ્વો, હાથમતી, વિશ્વામિત્રી, ઢાઢર, પૂર્ણા, અંબિકા, દમણગંગા વગેરે નાની નદીઓ છે.

**જળાશયોઃ**—કાઠિઆવાડમાં ખારાપાણીનું **નળ** સરોવર આવેલું છે. અમદાવાદમાં બાદશાહી વખતમાં બંધાવેલું **કાંકરીઆ** તળાવ છે. સુરત જિલ્લામાં **પાલન** છે. વીરમગામમાં **મુનસર** છે. ધોળકામાં **મલાવ** તથા **ખાન** તળાવો છે. અમદાવાદ પાસે ખારી નદી ઉપર **ચંડોળા** તળાવ બાંધેલું છે. વળી કાઠિઆવાડમાં પણ કેટલીક જગાએ તળાવો બાંધેલાં છે. તેમાંથી નહેરો વાટે ખેતરોને પાણી આપવામાં આવે છે. **લસુંદ્રા, ટુવા** અને **ઉનાઇમાં ઉના** પાણીના ઝરા છે.

આ સિવાય અમદાવાદની દાદાહરીની વાવ, અડાળજની વાવ અને મહેમદાવાદનો ભમરીઓ કુવો જોવા લાયક છે.

**કિનારોઃ**—ગુજરાતનો પશ્ચિમ ભાગ દરીઆ કિનારે આવેલો છે. તેમાં બે નાના અખાતો છે. (૧) કચ્છનો. (૨) ખંભાતનો. દરીઆકિનારા ઉપર માંડવી, નવલખી, બેડી, ઓખા, દ્વારકા, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, દમણ વગેરે બંદરો આવેલાં છે. શંખોદ્ધાર, દીવ, પીરમ વગેરે બેટ છે, અને જગતપોઈંટ નામે ભૂશિર આવેલી છે.

**આબોહવાઃ**—ગુજરાતમાં દરીઆ કિનારા પાસેના ભાગની

હવા સમધાત છે, પરંતુ તેની અંદરના ભાગમાં ટાઢ અને તાપ વધારે લાગે છે. કચ્છના કિનારાના ભાગની હવા સમધાત છે, પણ ઉપરના ભાગમાં રણને લીધે તાપ બહુ પડે છે. ગીર અને પંચમહાલનાં ઘાડાં જંગલોમાં ભેજ રહે છે, તેથી ત્યાંની હવા માફકસર નથી. સુરત જિલ્લામાં વધારે વરસાદ પડે છે અને તેથી ઉત્તરમાં ઓછો ઓછો થતો જાય છે. કચ્છમાં સૌથી ઓછો વરસાદ પડે છે.

**હવા ખાવાનાં સ્થળ:**—જે ભાગનાં હવાપાણી સારાં હોય ત્યાં લોકો હવા ખાવા જાય છે. ગુજરાતમાં હવા ખાવાનાં સ્થળ નીચે પ્રમાણે છે. આબુ, ડુમસ, તીથલ, હજીરા ને ઘોઘા.

**જમીન અને વનસ્પતિ:**—કચ્છની જમીન ઘણે ભાગે રેતાળ, ને ડુંગરાળ છે, તેથી ત્યાં ઝાડ ઓછાં થાય છે. કાઠિઆવાડની જમીન કાળી, ગોરાડુ ને ડુંગરાળ છે અને તળ ગુજરાતની જમીન ગોરાડુ ને કાળી છે. ગુજરાતમાં કાઠિઆવાડ ને પૂર્વ તરફ જંગલો આવેલાં છે. તેમાં સાગ, સીસમ, વાંસ, ખેર, મહુડા વગેરે ઇમારતી ઝાડો થાય છે, અને બાકીના ભાગમાં આંબા, રાયણ, આમલી, મહુડા, વડ, પીંપળા, બાવળ વગેરે થાય છે.

**ખેતી : પાક:**—ગુજરાતની ઘણીખરી જમીન નદીઓના કાંપની બનેલી છે, તેથી ફળદ્રુપ છે. અહીં સારો પાક થતો હોવાથી ગુજરાતને બગીચો કહે છે. તેમાં સુરત જિલ્લો બાગાયત છે અને ખેડા જિલ્લાને ચરોતર કહે છે. ઉત્તર ગુજરાત પંચમહાલ જિલ્લો અને થાણા જિલ્લાના પૂર્વ ભાગની જમીન સારી નથી, તેથી ત્યાં સારો પાક થતો નથી. મુખ્ય પાક નીચે પ્રમાણે છે.

**કચ્છ**—બાજરી ને જુવાર.

**કાઠિઆવાડ**—ઘઉં, બાજરી, કઠોળ, કપાસ ને તેલીબીઆં.

**અમદાવાદ જિલ્લો**—ડાંગર, ઘઉં, કપાસ ને ફળાઉ ઝાડો.

**ખેડા જિલ્લો**—તમાકુ, અનાજ, તેલીબીઆં, વલિઆરી, જીરૂ ને ફળાઉ ઝાડો.

**ભરૂચ ને પંચમહાલ જિલ્લો**—ભરૂચમાં કપાસ અને પંચમહાલમાં મકાઈ.

**સુરત જિલ્લો**—ડાંગર, જુવાર, કપાસ, શેરડી ને ફળાઉ ઝાડો.

**ખનીજ**:—ગુજરાતના મુખ્ય ખનીજો નીચે પ્રમાણે છે.

**પત્થર**—પોરબંદર, ધ્રાંગધ્રા, જુનાગઢ વગેરે જગાએથી ઘર બાંધવાના પત્થર નીકળે છે. આરાસુરના ડુંગરમાંથી **આરસપહાણ** નીકળે છે, અને રાજપીપળાના ડુંગરમાંથી **અકીક** નીકળે છે.

**લોઢું**—પાવાગઢ ને બર્ડા પર્વતમાંથી લોઢાની કાચી ધાતુ નીકળે છે.

**મેંગેનીઝ**—પંચમહાલ પાસે શિવરાજપુરમાંથી નીકળે છે.

**અબરખ**—મહીકાંઠા ને રેવાકાંઠામાંથી નીકળે છે.

**સુરોખાર**—રાધનપુર ને કચ્છમાંથી નીકળે છે.

**મીઠું**—ખારાઘોડામાં કુવાના પાણીમાંથી **વરાગડું** મીઠું પકવે છે, અને દરીઆ કિનારે **ઘસીઉં** મીઠું પકવે છે.

**પ્રાણી અને લોકો**:—ગાય, ભેંસ, બળદ, પાડા, બકરી, ઘેટા, ઊંટ, ઘોડા, ગધેડાં, કુતરાં બિલાડાં વગેરે પાળેલાં પ્રાણીઓ છે, અને સિંહ, વાઘ, દીપડા, વરૂ, રીંછ સુવર, સાબર, શિઆળ, શાહુડી વગેરે જંગલી પ્રાણીઓ છે.

ગુજરાતમાં હિંદુ, મુસલમાન, દેશી ખ્રિસ્તી અને પારસી લોકોની મુખ્ય વસ્તી છે. લોકો સાહસિક અને વેપાર ઉદ્યોગમાં આગળ પડતા છે. એકંદર વસ્તી ૧,૧૪,૦૦૦૦૦ માણસની છે.

**ધર્મ અને ભાષા**:—મુખ્ય પાંચ ધર્મ છે. **હિંદુ, જૈન, ઇસ્લામ, ખ્રિસ્તી** અને **જરથોસ્ત**. હિંદુ ધર્મના બે પંથ છે. (૧) શૈવ. (૨) વૈષ્ણવ.

મુખ્ય ભાષા ગુજરાતી છે. કચ્છમાં **કચ્છી** ભાષા માત્ર બોલવામાં વપરાય છે. કેટલાક મુસલમાનો ઉર્દુ ભાષા પણ બોલે છે.

**ધંધાઉદ્યોગ**:—લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે; કેમકે જમીન ફળદ્રુપ છે. બાકીના લોકો મજુરી, કારીગરી, ઉદ્યોગ, વેપાર કે

નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. ખેતી અને કારખાનામાં લોકોને સારી રોજી મળે છે, તેથી ગુજરાતની વસ્તી ગીચ છે. અહીં કપાસ ઘણો થતો હોવાથી કાપડની ઘણી મીલો છે. તે ઉપરાંત કપાસ લોઢવાનાં જીન અને બીજાં ઘણાં કારખાનાં છે. ગામડામાં હાથવણાટનો ઉદ્યોગ ચાલે છે.

**મુખ્યઉદ્યોગો:**—જુદી જુદી જગાએ નીચેના મુખ્ય ઉદ્યોગો ચાલે છે. એ બધાં ગુજરાતનાં **ઔદ્યોગિક** સ્થળો છે.

**સુતરાઉ કાપડ**—અમદાવાદ, વીરમગામ, નડિઆદ, વડોદરા, ભરૂચ, નવસારી, સુરત, ભાવનગર વગેરે જગાએ સુતરઉ કાપડની મીલો છે.

**રેશમી અને જરીનું કાપડ**—અમદાવાદ, સુરત અને જામનગરમાં રેશમ ને કસબનું વણાટકામ સારૂં થાય છે.

**રંગાટી કામ**—અમદાવાદ, સુરત ને જામનગરમાં થાય છે.

**તાંબાપિત્તળનાં વાસણ**—અમદાવાદ, વીસનગર ને સિહોરનાં વખણાય છે.

**સોનારૂપાનું નકશી કામ**—ભૂજમાં સારૂ થાય છે.

**કાચનાં કારખાનાં**—અમદાવાદ ને કપડવણજમાં છે.

**દિવાસળીનાં કારખાનાં**—અમદાવાદ ને ખંભાતમાં છે.

**કાગળનું કારખાનું**—બારેજડીમાં છે.

**સીમેંટનાં કારખાનાં**—પોરબંદરને ઓખામાં છે.

આ સિવાય પાટણમાં પટોળાં, સુરતમાં હાથીદાંતનાં રમકડાં, ખરાઘોડામાં મીઠું ને નવાનગર પાસેના દરીઆમાંથી મોતી કાઢવાના ઉદ્યોગો ચાલે છે.

**આયાતનિકાસ:**—ગુજરાતમાં પરદેશી કાપડ, યંત્રો, પતરાં, ઘડિઆળ, મોટરો, ખાંડ, રંગ, સ્ટેશનરી, કટલરી સામાન, કોલસા, કાગળ, કાચ, કેરોસીન, પેન્સિલ, રબરનો સામાન, દવાઓ વગેરે

બહારથી આવે છે, અને અનાજ, તેલીબીઆં, તમાકુ, રૂ, સુતર, કાપડ, ઇમારતી લાકડું, ચામડા વગેરેની નિકાસ થાય છે.

**વહેવારના માર્ગ:**—ગુજરાતમાં વહેવારના મુખ્ય ત્રણ માર્ગ છે. (૧) જમીન માર્ગ. (૨) જળ માર્ગ. (૩) હવાઈ માર્ગ. જમીન માર્ગમાં કાચીપાકી સડકો અને રેલવેઓ છે.

**કાચી પાકી સડકો**—અહીં ગાડાં, મોટર વગેરેથી વહેવાર ચાલે છે.

**રેલવે**—ગુજરાતમાં **બી. બી. એન્ડ સી. આઈ.** રેલવે મોટામાં મોટી છે. તેના ઘણા ફાંટાઓ છે. **તાપ્તી વેલી** રેલવે સુરતથી નીકળી અમલનેર સુધી જાય છે, અને **રજપુતાના માળવા** રેલવે અમદાવાદથી નીકળી રજપુતાના તરફ જાય છે. આ સિવાય કાઠિયાવાડ, વડોદરા રાજ્ય વગેરેમાં ઘણી રેલવેઓ આવેલી છે.

**જળમાર્ગ**—બંદરોથી દરીઆ માર્ગે વેપાર ચાલે છે. તાપી અને નર્મદા નદીઓમાં મુખથી થોડા માઇલ સુધી વહાણો ફરી શકે છે.

**હવાઈ માર્ગ**—અમદાવાદ અને રાજકોટ હવાઇ માર્ગનાં મથકો છે.

**રાજ્યવહીવટ:**—ગુજરાતમાં ત્રણ પ્રકારનું રાજ્ય છે. (૧) અંગ્રેજી. (૨) દેશી. (૩) પરદેશી સ્વતંત્ર.

**અંગ્રેજી રાજ્ય:**—સરકારે ખાલસા મુલકનો વહીવટ સારી રીતે, ચાલે, તે માટે ગામડામાંથી માંડીને ઠેઠ પ્રાંતસુધી ખાતાંવાર જુદા જુદા અમલદારો નીમેલા છે. રાજ્યવહીવટનું મુખ્ય કામ રેવન્યુખાતું કરે છે. તેના અમલદારોની ફરજો નીચે પ્રમાણે છે. ગામડાંની દેખરેખ મુખી-તલાટી રાખે છે. તાલુકાની મામલતદાર રાખે છે. જિલ્લાની કલેક્ટર રાખે છે અને આખા ગુજરાતની દેખરેખ ઉત્તર વિભાગના કમિશનર રાખે છે. આ સિવાય પોલિસ, ન્યાય, કેળવણી, પોસ્ટ, વગેરે ખાતાંઓ છે.

**દેશી રાજ્ય**—બધાં દેશી રાજ્યો હવેથી હિંદી સરકારની દેખરેખ નીચે મૂકેલાં છે. વડોદરાનું મોટું દેશી રાજ્ય છે, તેથી તેમના તરફથી દેખરેખ માટે રેસિડન્ટ રહે છે. નાનાં નાનાં દેશી રાજ્યોના સમૂહો પાડી એજન્સિઓ બનાવેલી છે. તેમાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ અને પોલિટિકલ એજન્ટ રહે છે. તે દેખરેખ રાખી સલાહ આપે છે.

**પરદેશી સ્વતંત્રઃ**—દીવ અને દમણમાં ફિરંગીઓનું સ્વતંત્ર રાજ્ય છે. આ ફિરંગી લોકો પોર્ટુગલ દેશના રહીશ છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. ગુજરાતમાં જમીનનો ઢાળ કયી દિશામાં છે? શાથી?

૨. ગુજરાતનો નકશો દોરી તેની મુખ્ય પેદાસ બતાવો.

૩. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો શાથી છે? વસ્તી શાથી ગીચ છે?

૪. ગુજરાતમાં ઐતિહાસિક અને ઔદ્યોગિક સ્થળો ક્યાં ક્યાં છે?

૫. ગુજરાતમાં વધારેમાં વધારે અને ઓછામાં ઓછો વરસાદ ક્યાં પડે છે? શાથી?

૬. ગુજરાતનો રાજ્યવહીવટ કેવી રીતે ચાલે છે?

૭. ગુજરાતમાં મીલો શાથી વધારે છે? તે ક્યાં ક્યાં આવેલી છે?

૮. ગુજરાતને બગીચો શાથી કહે છે?

૯. ગુજરાતની પૂર્વ બાજુએ પર્વતો ન આવ્યા હોત તો એની વરસાદ પર શી અસર થાત?

---

# પાઠ ૧૮મો

## ગુજરાત–ખાલસા મુલક : ઉત્તર વિભાગ

**જિલ્લા**—ગુજરાતના ખાલસા મુલકના ૪ જિલ્લા છે. તેમાં થાણા જિલ્લો ઉમેરીને **ઉત્તર વિભાગ** બનાવેલો છે. આ વિભાગમાં પાંચ જિલ્લા આવેલા છે. (૧) અમદાવાદ. (૨) ખેડા. (૩) ભરૂચ અને પંચમહાલ. (૪) સુરત. (૫) થાણા.

## અમદાવાદ જિલ્લો

**સામાન્ય વર્ણન**:—તેનો મધ્ય ભાગ સપાટ છે અને ઉત્તર તથા દક્ષિણે નાની ટેકરીઓ આવેલી છે. આ જિલ્લો ગુજરાતમાં સૌથી મોટો છે. તે એક જથ્થે આવેલો નથી. મુખ્ય નદી સાબરમતી છે.

**આબોહવા**:—દરીઓ દૂર હોવાથી અહીં ટાઢ–તાપ વધારે પડે છે. માત્ર ધોધા તરફ દરીઓ પાસે છે, તેથી ત્યાં ઓછાં લાગે છે. સરાસરી વરસાદ ૨૦થી ૩૦ ઇંચ પડે છે.

**પાક**:—આ જિલ્લામાં બાજરી, ડાંગર, ઘઉં, જુવાર, કઠોળ, તેલીબીઆં ને કપાસ પાકે છે. ભાલમાં ઘઉં ને દસક્રોસીમાં ડાંગર સારાં થાય છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં સુતરાઉ, રેશમી અને કસબી કાપડ સારૂં થાય છે. આ સિવાય કપાસ લોઢવાનાં જીન ને બીજાં કારખાનાં પણ છે.

**જાણવા લાયક સ્થળો**:—

**અમદાવાદ**—ગુજરાતનું મુખ્ય શહેર છે. તે ઈ. સ. ૧૪૧૨ માં અહમદશાહે વસાવેલું હતું. તેમાં કમિશનર રહે છે. શહેરમાં જુમ-મસીદ, રાણી સિપ્રીની મસીદ, ભદ્રનો કિલ્લો, શાહઆલમનો રોજો, કાંકરીઉં તળાવ, હઠીસીંગનું દહેરૂં, દરીઆખાનનો ઘુમટ, દાદાહરીની વાવ વગેરે જગાઓ જોવા લાયક છે. અહીં સુતરાઉ કાપડની આશરે

૮૦ મીલો છે, રેશમી અને કસબી કાપડ વણવાનો ઉદ્યોગ ચાલે છે અને કાચ બરફ તથા દિવાસળી બનાવવનાં કારખાનાં પણ છે. એ



શાહઆલમનો રોજો

ગુજરાતની મધ્યમાં આવેલું છે અને રેલ્વેનું મોટું જંકશન છે, તેથી તેની આબાદી થઇ છે. લોકોનો મુખ્ય ધંધો સુતરાઉ, રેશમી અને કસબી કાપડ વણવાનો છે, તેથી અમદાવાદ ત્રણ તાર ઉપર જીવે છે એમ કહે છે.

**વીરમગામ**:—રૂના વેપારીને માટે જાણીતું છે. અહીં કપાસ લોઢવાનાં જીન અને કાપડની મીલો છે. તેમાં મીનળદેવીએ બંધાવેલું મુનસર તળાવ જોવા લાયક છે. ત્યાં પાતાળ કુવો કરેલો છે.

**ધોળકા**:—અહીં મીનળદેવીએ બંધાવેલું મલાવ તળાવ છે. ત્યાં સુંઠ ને દાડમ સારાં થાય છે. અસલના વિરાટનગરની જગાએ આ ગામ વસેલું છે, એમ કહેવાય છે.

**ખારાઘોડા**—અહીં વરાગડું મીઠું પકવે છે.

**ઘોઘા**—પહેલાં મોટું બંદર હતું. અહીંની હવા સારી છે.

**વૌઠા**—અહીં કારતકી પુનમે મોટો મેળો ભરાય છે.

**પીરમ**—ઘોઘા પાસે બેટ છે. ત્યાં દીવાદાંડી બાંધેલી છે.

## ખેડા જિલ્લો

**સામાન્ય વર્ણન**:—એકંદરે આ જિલ્લો સપાટ છે. તેનો મહી

**અને** શેઢી નદી વચ્ચેનો ભાગ ઘણો ફળદ્રુપ છે. તેને **ચરોતર** કહે છે. અહીં ખેતી સારી થાય છે, તેથી ગુજરાતમાં સૌથી ગીચ વસ્તી આ જિલ્લામાં છે. મુખ્ય નદીઓ સાબરમતી ને મહી છે.

**આબોહવા:**—એકંદરે હવા સમાધાત છે. માત્ર માતર તાલુકાના કેટલાક ભાગનાં હવાપાણી ખરાબ છે. વરસાદ ૩૦ થી ૩૫ ઈંચ સુધી પડે છે.

**પાક:**—અનાજ, તમાકુ, વલિઆરી, જીરૂ, તેલીબીઆં ને કપાસ પાકે છે.

**ધંધા ઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કાપડની મીલો, કપાસ લોઢવાનાં જીન ને બીજાં કારખાનાં પણ છે.

**જાણવા લાયક સ્થળો:—**

**નડિઆદ:**—જિલ્લાનું સૌથી મોટું શહેર છે. ત્યાં કાપડની અને તેલની મીલો છે. સંતરામનું મંદિર જોવા લાયક છે. **અહીંથી** નાના માપની રેલવે કપડવણજ સુધી જાય છે.

**કપડવણજ:**—કાચ અને સાબુ માટે પ્રખ્યાત છે.

**ખેડા**—વાત્રક ને શેઢીના સંગમ ઉપર આવેલું છે. અહીં કલેકટર રહે છે.

**મહેમદાવાદ**—મહમુદ બેગડાએ વસાવ્યું હતું. તે વાત્રક કાંઠે છે.

**આણંદ**—રેલ્વેનું જંકશન છે.

**વડતાલ**—સ્વામીનારાયણ પંથવાળાનું જાત્રાનું ધામ છે.

**ડાકોર**—હિંદુઓનું જાત્રાનું ધામ છે. અહીં રણછોડજીનું દહેરૂં છે.

**લસુંદ્રા**—ઉના પાણીના કુંડ માટે જાણીતું છે.

## ભરૂચ અને પંચમહાલ જિલ્લો

**સામાન્ય વર્ણન**—ભરૂચ જિલ્લા સાથે પંચમહાલને જોડીને તેનો એક જિલ્લો બનાવેલો છે. તે ભરૂચના કલેકટરની દેખરેખ નીચે છે. ભરૂચ જિલ્લો સપાટ છે. તેના દક્ષિણ ભાગને **કાનમ** કહે છે. પંચમહાલમાં ટેકરીઓ અને જંગલો આવેલાં છે. તેમાં **પાવાગઢ** નામે

પર્વત છે. તેની ઉપર જુનો કિલ્લો અને કાળકા માતાનું મંદિર છે. મોટી નદીઓ મહી અને નર્મદા છે.

**આબોહવા:**—દરીઆ પાસે હોવાથી ભરૂચનાં હવાપાણી સારાં છે. સરાસરી વરસાદ ૩૩ ઈંચ પડે છે. પંચમહાલનાં હવાપાણી જંગલોને લીધે સારાં નથી. વરસાદ ૪૪ ઈંચ સુધી પડે છે.

**પાક:**—ભરૂચનો મુખ્ય પાક કપાસ, ઘઉં ને જુવાર છે. કાનમમાં કપાસ સારો થાય છે. પંચમહાલમાં મુખ્ય પાક મકાઇ ને મહુડાં છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. ભરૂચમાં કપાસ બહુ થતો હોવાથી મીલ અને જીનો છે. બંદરો મારફતે પણ વેપાર ચાલે છે. પંચમહાલમાં ડુંગરોમાંથી કાચી ધાતુ ખોદી કાઢવાનું કામ ચાલે છે.

**જાણવા લાયક સ્થળો:**—

**ભરૂચ:**—જિલ્લાનું મુખ્ય શહેર નર્મદાને કાંઠે આવેલું છે. પહેલાં એ મોટું બંદર હતું. અહીં ભૃગુ ઋષિનો આશ્રમ છે. શહેરમાં સુતરાઉ



નર્મદાનો પૂલ.

કાપડની મીલ તથા જીનો છે. અહીંથી નાના માપની રેલવે જંબુસર સુધી જાય છે. નર્મદાનો પૂલ જોવા લાયક છે.

**શુકલતીર્થ**—નર્મદાને કાંઠે જાત્રાનું ધામ છે. અહીં ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં છે. પાસે નદીના બેટમાં **કબીર વડ** આવેલો છે.

**ભાડભૂત**—નર્મદાને કાંઠે જાત્રાનું ધામ છે. ત્યાં ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે. અહીં અધિક ભાદરવામાં મોટો મેળો ભરાય છે.

**અંકલેશ્વર**—અહીંથી નાંદોદ સુધી નાના માપની ગાડી જાય છે.

**ગોધરા**—પંચમહાલનું મુખ્ય શહેર છે. એની પાસે ગોધરક નામે તળાવ છે.

**દાહોદ**:—અનાજના વેપારનું મથક છે. એ ઔરંગઝેબની જન્મ-ભૂમિ છે. અહીં રેલવેનું મોટું કારખાનું છે.

**ચાંપાનેર**—વનરાજે વસાવ્યું હતું, અને તેના મંત્રીના નામ ઉપરથી તેનું નામ ચાંપાનેર પાડેલું હતું. હાલ તેનાં ખંડિએર જણાય છે.

## સુરત જિલ્લો

**સામાન્ય વર્ણન**:—આ જિલ્લાનો પૂર્વ ભાગ ડુંગરાળ ને જંગલોવાળો છે. બાકીનો બધો સપાટ છે. તેમાં મોટી નદી તાપી છે. પારનેરાનો પર્વત આવેલો છે. અહીં પારસી લોકોની વસ્તી વધારે છે.

**આબોહવા**:—દરીઆ કિનારો પાસે હોવાથી અહીંની હવા સમધાત છે. માત્ર માંડવી તાલુકાની હવા જંગલોને લીધે સારી નથી. વરસાદ ૪૦થી ૭૦ ઈંચ સુધી પડે છે.

**પાક**:—ડાંગર, કપાસ, જુવાર, ઘઉં, કઠોળ ને શેરડી મુખ્ય પાક છે. અહીં શાકભાજી, ફૂળસ, કેળાં, પાન ને હળદર સારાં થાય છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. સુરતમાં કાપડની મીલો છે. ત્યાંનું રેશમી તથા જરીનું કાપડ વખણાય છે. દરીઆ કાંઠે ખલાસીનો અને માછલાં પકડવાનો ધંધો કરે છે.

**જાણવા લાયક સ્થળો**:—

**સુરત**—જિલ્લાનું મુખ્ય શહેર તાપીને કાંઠે આવેલું છે. પહેલાં

એ મોટું બંદર હતું. અહીંના લોકો સહેલાણી છે. સુરતા નામની સ્ત્રીના નામ ઉપરથી એનું નામ સુરત પડેલું છે.



સુરતનો કિલ્લો.

**વલસાડ**—બંદર છે. અહીંથી કાઠિઆવાડ સાથે સારો વેપાર ચાલે છે.

**તીથલ ને હજીરા**—હવા ખાવાનાં સ્થળ છે.

**ઉદવાડા**—પારસીઓનું પવિત્ર ધામ છે. અહીં મોટી અગિ-આરી છે.

**બહુધાન**—હિંદુઓનું જાત્રાનું ધામ છે. અહીં દર બાર વર્ષે સિંહસ્થના વર્ષમાં મોટો મેળો ભરાય છે.

## થાણા જિલ્લો

**સામાન્ય વર્ણન:**—એનો પશ્ચિમ તરફનો દરીઆ કિનારાનો ભાગ સપાટ ને ફળદ્રુપ છે, અને પૂર્વ તરફનો ભાગ ડુંગરાળ ને જંગલોવાળો છે. પર્વત **સહ્યાદ્રિ** છે. તાનસા, વિહાર ને તુળસી નામે મોટાં તળાવો છે.

**આબોહવા:**—દરિઆકિનારાના ભાગની હવા સમધાત છે. બાકીના ભાગની હવા ભેજવાળી ને ખરાબ છે. સહ્યાદ્રિને લીધે અહીં વરસાદ ૬૦ થી ૧૦૦ ઈંચ સુધી પડે છે.

**પાક:**—બહુ વરસાદને લીધે મુખ્ય પાક ડાંગર છે. આ સિવાય નાળિએર, શેરડી, કેળાં, પાન, આદુ વગેરે સારાં થાય છે.

**હુન્નરઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતી અને જંગલની પેદાશ એકઠી કરવાનો છે. અહીં ચોખા અને કાપડની મીલો તથા બીજાં કારખાનાં છે. દરીઆ કાંઠે મીઠું પકવવાનો, ખલાસીનો અને માછલાં પકડવાનો ધંધો ચાલે છે.

**જાણવા લાયક સ્થળો:**—

**થાણા**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીંનાં હવાપાણી સારાં છે.

**બોરીવલી**—અહીં થોડે દૂર **કેનેરી** ગુફાઓ આવેલી છે.

**કલ્યાણ**—રેલવેનું જંકશન છે. અહીંથી જી. આઈ. પી. રેલવેના બે ફાંટા છુટા પડે છે.

**વસાઇ**—પાન, કેળાંને શેરડી માટે જાણીતું છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. અમદાવાદની આબાદી શાથી થઈ છે ? અમદાવાદ ત્રણ તાર ઉપર જીવે છે એમ શાથી કહેવાય છે :

૨. ખેડા જિલ્લામાં ગીચ વસ્તી શાથી છે ?

૩. ગુજરાતનાં જંગલોમાં કયી કયી પેદાશ થાય છે ?

૪. થાણા જિલ્લામાં ડાંગર વધારે કેમ પાકે છે ?

૫. ગુજરાતના રૂપરેખાવાળા નકશામાં નીચેની જગાઓ બતાવો. કાનમ, ચરોતર, દસક્રોસી ને ભાલ.

૬. નીચેનાં શું છે ? કયાં છે ? અને શા માટે જાણીતા છે ? શુકલતીર્થ, વીરમગામ, ખારાઘોડા, ઉદવાડા, ચાંપાનેર, પીરમ, લસુંદ્રા, પાવાગઢ, દાહોદ ને ડુમસ.

# પાઠ ૧૯મો

## ગુજરાત — દેશી રાજ્યો

### વડોદરા રાજ્ય

**દેશી રાજ્યો:**—ગુજરાતમાં નીચેનાં દેશી રાજ્યો આવેલાં છે. (૧) વડોદરા રાજ્ય. (૨) પશ્ચિમ હિંદ એજન્સિ. (૩) ગુજરાત સ્ટેટ્સ એજન્સિ. (૫) પાલણપુર અને દાંતાનાં રાજ્ય.

**સામાન્ય વર્ણન:**—ગુજરાતમાં સૌથી મોટું દેશી રાજ્ય વડોદરા છે. એના રાજ્યકર્તાને ગાયકવાડ કહે છે. ગુજરાતના કેટલાક રાજાઓ હજુ તેમને ખંડણી ભરે છે. આ રાજ્ય સુધારામાં આગળ પડતું છે. તેના ઉપર દેખરેખ રાખવા વાઈસરૉય તરફથી રેસિડેન્ટ રહે છે. એના બધા પ્રાંતોમાં મહેસાણા પ્રાંતની હવા સારી છે અને નવસારી બાગાયાત પ્રાંત છે.

**પ્રાંતો:**—એના ૪ પ્રાંતો પાડેલા છે. (૧) મહેસાણા. (૨) વડોદરા. (૩) નવસારી. (૪) અમરેલી.

**મુખ્ય શહેરો:**—

**સિદ્ધપુર**—સરસ્વતી નદીને કાંઠે જાત્રાનું સ્થળ છે. અહીં મૂળરાજે બંધાવેલો રૂદ્રમાળ છે.

**પાટણ**—વનરાજે વસાવેલું હતું. તે રજપુત રાજાઓની રાજધાની હતી. તેમાં રાણીવાવ, સહસ્ત્રલિંગ તળાવ વગેરે જોવા લાયક છે.

**વડોદરા**—વિશ્વામિત્રીને કાંઠે રાજધાનીનું શહેર છે. અહીં રાજમહેલ, સંગ્રહસ્થાન વગેરે જગાઓ જોવા લાયક છે.

**ચાણોદ**—ઓર ને નર્મદા નદીના સંગમ પર જાત્રાનું ધામ છે.

**ડભોઈ**—ગાયકવાડની રેલવેનું મોટું જંકશન છે. અહીંનો જુનો કિલ્લો જોવા લાયક છે.

**નવસારી**—પૂર્ણા નદીને કાંઠે પ્રાંતનું મુખ્ય શહેર છે. ત્યાં પારસીઓની વસ્તી વધારે છે. અહીંની હવા સારી ગણાય છે.

**સોનગઢ**—વડોદરા રાજ્યની જુની રાજધાનીનું શહેર છે.

**અમરેલી**—અમરેલી પ્રાંતનું મુખ્ય શહેર છે.

**દ્વારકા**—બંદર અને હિંદુઓનું જાત્રાનું ધામ છે.

**ઓખા**—એ ખીલતું બંદર છે.

## પશ્ચિમ હિંદ એજન્સિ

**ભાગ**:—એના ચાર ભાગ છે. (૧) કચ્છ. (૨) પશ્ચિમ કાઠિઆવાડ. (૩) પૂર્વ કાઠિઆવાડ. (૪) સાબરકાંઠા. દરેક ભાગ ઉપર દેખરેખ માટે એકેક પોલિટિકલ એજન્ટ રહે છે. આ ચારે ભાગની દેખરેખ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રાખે છે. તે રાજકોટમાં રહે છે.

## (૧) કચ્છ એજન્સિ

**સામાન્ય વર્ણન**:—કચ્છનો અર્થ દરીઆ કિનારાની જમીન થાય છે. એ એકંદરે ઝાડબીડ વગરનો, રેતાળ ને ડુંગરાળ પ્રદેશ છે. તેમાં ખેડવા લાયક જમીન થોડી છે. વરસાદ થોડો પડે છે. તેનો કિનારો છીછરો હોવાથી સારાં બંદર નથી. લોકો સાહસિક ને વેપાર-ઉદ્યોગમાં આગળ પડતા છે. અહીંના ઘોડા વખણાય છે.

**ભુજ**:—રાજધાનીનું શહેર છે. અહીં ચાંદીનું નકશી કામ સારૂં થાય છે.

**માંડવી:**—દક્ષિણ કિનારે બંદર છે. અહીં દીવાદાંડી બાંધેલી છે.

## (૨) પશ્ચિમ કાઠિઆવાડ એજન્સિ

**સામાન્ય વર્ણન**—કાઠિઆવાડના હાલમાં બે ભાગ પાડેલા છે (૧) પશ્ચિમ કાઠિઆવાડ. (૨) પૂર્વ કાઠિઆવાડ. પશ્ચિમ કાઠિઆવાડમાં પહેલાંના **સોરઠ** ને **હાલાર** પ્રાંતનો સમાવેશ થાય છે. તેનો પોલિટિકલ એજન્ટ રાજકોટમાં રહે છે. આ ભાગમાં જુનાગઢ, નવાનગર, મોરબી, પોરબંદર, ગોંડલ, વાંકાનેર ને જાફરાબાદ પહેલા વર્ગનાં રાજ્યો છે, અને રાજકોટ તથા ધ્રોળ બીજા વર્ગનાં છે.

**પર્વતો:**—ગીર, ગીરનાર, બર્ડો ને ચોટીલા. ગીરનું મોટું જંગલ છે. તેમાં સિંહ જોવામાં આવે છે. ગીરનાર ઉપર **સુદર્શન** તળાવ, **દામોદર** કુંડ, અશોકના **શિલાલેખ** અને જૈનોનાં સુંદર દહેરાં આવેલાં છે.

**નદીઓ:**—ભાદર ને મચ્છુ મુખ્ય છે.

**કિનારો**—પશ્ચિમ કિનારો ખાંચાવાળો છે. તે ઉપર બેડી, ઓખા, પોરબંદર, નવીબંદર, વેરાવળ ને જાફરાબાદ **બંદરો** આવેલાં છે. શંખોદ્ધાર ને દીવ **બેટ** છે, અને જગતપોઈંટની **ભૂશિર** છે.

**મુખ્ય શહેરો:**—

**જુનાગઢ**—ગીરનારની તળેટીમાં આવેલું ઘણું જુનું શહેર છે.

**નવાનગર**—તેને જામનગર પણ કહે છે. એ કંકુ તથા રેશમ ને કસબના ભરતકામ માટે પ્રસિદ્ધ છે.

**પોરબંદર**—ઘણું જુનું શહેર ને બંદર છે. તેને સુદામાપુરી કહે છે. તે પત્થર ને ઘીના વેપાર માટે જાણીતું છે.

**રાજકોટ**—પશ્ચિમ હિંદ એજન્સિનું સદર સ્ટેશન છે. તેમાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. અહીંનાં હવાપાણી સારાં છે.

**સોમનાથપાટણ**—એ ઐતિહાસિક શહેર અને જાત્રાનું ધામ છે. તેને **પ્રભાસપાટણ** પણ કહે છે.

**વેરાવળ**—સોમનાથ પાસે બંદર છે. તેની મારફતે ઘણો વેપાર ચાલે છે.

## (૩) પૂર્વ કાઠિઆવાડ એજન્સિ

**સામાન્ય વર્ણનઃ**—આ એજન્સિમાં પહેલાંના **ઝાલાવાડ** ને **ગોહિલવાડ** પ્રાંતનો સમાવેશ થાય છે. તેનો પોલિટિકલ એજન્ટ વઢવાણમાં રહે છે. તેમાં ભાવનગર ને ધ્રાંગધ્રા પહેલા વર્ગનાં રાજ્યો છે, અને પાલિતાણા, લીમડી ને વઢવાણ બીજા વર્ગના છે.

**પર્વતઃ**—શેત્રુંજો છે. એના ઉપર જૈનોનાં સુંદર દહેરાં છે.

**નદીઓઃ**—મચ્છુ, ભોગાવો ને શેત્રુંજી છે.

**જળાશયઃ**—નળ સરોવર છે. તેનું પાણી ખારૂં છે.

**કિનારોઃ**—એનો થોડો ભાગ દરીઆકિનારે આવેલો છે. તે ઉપર મહુવા, ભાવનગર, ઘોઘા ને ધોલેરા **બંદરો** છે, અને પીરમ નામે **બેટ** છે.

**મુખ્ય શહેરોઃ**—

**ભાવનગર**—સારૂં બંદર છે. અહીં મીલ અને જીનો છે,

**પાલિતાણા**—શેત્રુંજા પર્વતની તળેટીમાં આવેલું છે. ડુંગર ઉપર જૈનોનાં સુંદર દહેરાં છે, તેથી એ જૈનોની જાત્રાનું ધામ થએલું છે.

**વઢવાણ**—રૂના વેપારનું મથક છે. અહીં પોલિટિકલ એજન્ટ રહે છે. એની પાસે રાણકદેવી સતી થએલી તેની દેરડી છે,

## (૪) સાબરકાંઠા એજન્સિ

**સામાન્ય વર્ણનઃ**—સાબરમતીના કાંઠા પર આવેલાં દેશી રાજ્યોના સમૂહને સાબરકાંઠા એજન્સિ કહે છે. તેમાં ઈડર ને રાધનપુરનાં મોટાં રાજ્યો છે. રાધનપુર રાજ્યમાંથી સુરાખાર નીકળે છે.

**પર્વતઃ**—અરવલ્લી. એના ઉપર જૈનોનું પવિત્ર ધામ **તારંગા** છે.

**નદીઓઃ**—સાબરમતી, હાથમતી, વાત્રક, બનાસ ને સરસ્વતી.

**મુખ્ય શહેરોઃ**—

**ઈડર**—ઈડર રાજ્યનું મોટું શહેર છે. પાસે **ઇડરીઓ** ગઢ છે.

**હિંમતનગર**—ઈડર રાજ્યનું મુખ્ય શહેર છે. તેને અમનગર પણ કહે છે. તેની પાસે પત્થરની ખાણ છે.

**સાદરા**—સાબરમતિને કાંઠે છે. તેમાં પોલિટિકલ એજન્ટ રહે છે.

**રાધનપુર**—રાધનપુર રાજ્યનું મુખ્ય શહેર છે.

## ગુજરાત સ્ટેટ્સ એજન્સિ

**ભાગઃ**—એના ત્રણ ભાગ છે. (૧) ખંભાત સંસ્થાન. (૨) રેવાકાંઠાનાં રાજ્ય (૩) નર્મદાની દક્ષિણનાં રાજ્ય. વડોદરાના રેસિડેન્ટ આ એજન્સિના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ગણાય છે.

## (૧) ખંભાત સંસ્થાન

**સામાન્ય વર્ણનઃ**—આ સંસ્થાનની દરીઆ કિનારાની જમીન ખારવાળી છે અને ઉત્તર–પૂર્વની કાળી તથા મધ્યની જમીન સાધારણ છે. રાજ્ય નવાબનું છે.

**ખંભાતઃ**—રાજધાનીનું શહેર અને બંદર છે. પહેલાં એનું નામ **સ્તંભતીર્થ** હતું. અહીં અકીકની ચીજો સારી બને છે.

## રેવાકાંઠા એજન્સિ

**સામાન્ય વર્ણનઃ**—એની લગભગ પાંચમા ભાગની જમીન ખેતીને લાયક છે. બાકીની પહાડો ને જંગલોથી છવાએલી છે. તેમાં રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વાડાસિનોર વગેરે રાજ્યો આવેલાં છે.

**મુખ્ય શહેરોઃ**—

**નાંદોદ (રાજપીપળા)**—એ રાજપીપળા રાજ્યની રાજધાની છે. અહીંથી અંકલેશ્વર સુધી નાના માપની રેલવે છે.

**સુરપાણઃ**—નર્મદા નદીને કાંઠે આવેલું છે. એના પોપટ વખણાય છે. અહીં શૂલપાણીશ્વર મહાદેવનું દહેરૂં છે. ત્યાંથી થોડે દૂર નદીમાં સુરપાણનો ધોધ આવેલો છે.

**લુણાવાડાઃ**—લુણાવાડા રાજ્યનું મુખ્ય શહેર છે.

## (૩) નર્મદાની દક્ષિણનાં રાજ્યો

**સામાન્ય વર્ણનઃ**—આ રાજ્યોમાં મૂળની સુરત એજન્સિ અને જવાર સંસ્થાનનો સમાવેશ કરેલો છે. તેમાં સચીન સિવાય બાકીનાં રાજ્યોનો મુલક ડુંગરાળ છે.

**મુખ્ય શહેરોઃ**—

**ધરમપુર**—ધરમપુર રાજ્યની રાજધાની છે. રાજાને રાણા કહે છે.

**સચીન**—સચીન રાજ્યની રાજધાની છે. રાજાને નવાબ કહે છે.

**ડુમસ**—સચીન તાબે દરીઆ કાંઠે હવા ખાવાનું સ્થળ છે.

**ઉનાઈ**—ઉના પાણીના કુંડ છે. ત્યાં ચૈત્રી પુનમે મેળો ભરાય છે.

**જવાર**—જવાર સંસ્થાનનું મુખ્ય શહેર છે. રાજા કોળી જાતના છે.

## પાલણપુર અને દાંતા

**સામાન્ય વર્ણનઃ**—આ રાજ્યો રજપુતાના એજન્સિમાં ભેળવી દેવામાં આવ્યાં છે. જયપુરનો રેસિડેન્ટ ત્યાંનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે. અહીંના **કાંકરેજ** પરગણાના બળદ વખણાય છે.

**નદીઓઃ**—બનાસ ને સરસ્વતી છે.

**મુખ્ય શહેરોઃ**—

**પાલણપુરઃ**—પાલણપુર રાજ્યનું મુખ્ય શહેર છે. અહીંના રાજા મુસલમાન છે. તેને નવાબ કહે છે.

**ડીસા**—બનાસ નદીને કાંઠે છે. અહીં લશ્કરી છાવણી હતી.

**દાંતા**—દાંતા રાજ્યની રાજધાની છે. રાજાને રાણા કહે છે. આ રાજ્યમાં આરાસુરમાં **અંબાજી** માતાનું ધામ આવેલું છે.

## સ્વતંત્ર સંસ્થાન

**સામાન્ય વર્ણનઃ—દીવ** ને **દમણ** સ્વતંત્ર સંસ્થાન છે. તેમાં અંગ્રેજ સરકારની સત્તા નથી. તે યુરોપની અંદર આવેલા પોર્ટુગલ દેશના તાબામાં છે.

**દીવઃ**—એ કાઠિઆવાડની દક્ષિણે આવેલો બેટ ને બંદર છે.

**દમણઃ**—દમણ સંસ્થાનનું મુખ્ય શહેર ને બંદર છે. દમણ સંસ્થાનનો **નગરહવેલી** તાલુકો ઘણો ફળદ્રુપ છે.

### પ્રશ્નો અને કૃતિ

૧. ગુજરાતમાં મુખ્ય ક્યાં ક્યાં દેશી રાજ્યો આવેલાં છે? તેના સમૂહો કેવી રીતે પાડેલા છે?

૨. ગુજરાતનાં દેશી રાજ્યો કોની કોની દેખરેખ નીચે છે?

૩. ગુજરાતનાં ક્યાં દેશી રાજ્યોને બીજા પ્રાંતના અમલદારના હાથ નીચે મૂકેલાં છે? શાથી?

૪. ગુજરાતમાં ક્યાં સ્વતંત્ર સંસ્થાનો છે? તેના ઉપર આપણી સરકારની સત્તા કેમ નથી?

૫. ગુજરાતના નકશામાં દેશી રાજ્યોની હદ રંગ પુરીને બતાવો.

૬. નીચેનાં શું છે? ક્યાં છે? અને શા માટે જાણીતાં છે?
ડુમસ, પાલિતણા, વેરાવળ, ઉનાઈ, ગીરનાર, પોરબંદર, શૂલપાણીશ્વર.

---

# પાઠ ૨૦મો

## મુંબઇ-પરાં વિભાગ

**સામાન્ય વર્ણન:**—મુંબઈની આસપાસનાં પરાં સાથે મુંબઈ બેટની ઉત્તરનો ભાગ જોડીને મુંબઈ-પરાં વિભાગ બનાવેલો છે. તેમાં એકજ જિલ્લો આવેલો છે. તેને **મુંબઈ-પરાં જિલ્લો** કહે છે. તેના ઉપરી કલેકટર છે. એના બે તાલુકા છે. (૧) દક્ષિણ સાષ્ટી. (૨) અંબરનાથ. વિભાગ અને જિલ્લા તરીકે આ ભાગ સૌથી નાનો છે. મુંબાઈમાં ધંધો કરનાર કેટલાક લોકો તંદુરસ્તી ખાતર આ પરાંમાં રહી આવજા કરે છે.

**વાંદરા**—આ વિભાગનું મોટું શહેર છે. તેમાં માંસ માટેનું મોટું કારખાનું છે.

**સાંતાક્રુઝ:**—અહીં મુંબઈ જેવી ગીચ વસ્તી નથી, તેથી તંદુરસ્તી ખાતર ઘણા લોકો અહીં રહી મુંબઈ અવરજવર કરે છે.

**કુર્લા**—એ જી. આઈ. પી. રેલવે ઉપરનું પરૂં છે. લોકોને મુંબઈ જવું આવવું ફાવે તે માટે અહીંથી એક રેલવે લાઈન નાંખેલી છે.

## મુંબઇ શહેર

**સામાન્ય વર્ણન:**--મુંબાદેવી ઉપરથી એનું નામ મુંબઈ પડેલું છે. તે બેટ ઉપર વસેલું છે. બેટની પૂર્વે કુદરતી બારૂં આવેલું છે. આ બારામાં **ઘારાપુરી** નામે બેટ છે. તે ડુંગરમાંથી કોતરી કાઢેલાં દહેરાં માટે જાણીતો છે. બેટની પશ્ચિમે પહોળો અખાત છે. તેને **બક બે** કહે છે. બૅક બે અને બારાની વચ્ચે આવેલી ઉંચી જમીનને **કોટ** કહે છે, અને કોટની ઉત્તરે આવેલા ભાગને **બહાર કોટ** કહે છે.

મુંબઈના રાજ્યવહીવટ માટે જુદો કલેકટર નીમેલો છે. ત્યાંની મ્યુનિસિપાલિટિ આખા ઇલાકામાં સૌથી મોટી છે. અહીં પૃથ્વી ઉપરના ઘણાખરા દેશના લોકો વેપારરોજગાર માટે આવીને વસેલા છે. વસ્તી

પરચુરણ લોકોની છે. તેમાં મોટે ભાગે દક્ષિણીઓ અને ગુજરાતીઓ છે. લોકો ઘણે ભાગે મરાઠી ને ગુજરાતી ભાષા વાપરે છે. પાણીને માટે મુંબઈથી દૂર **તાનસા, વિહાર** ને **તુળસી** નામે તળાવો બાંધવામાં આવેલાં છે. તેમાંથી નળ વાટે શહેરને પાણી પુરૂં પાડે છે.

**મુંબઈ બંદર:**—એ હિંદુસ્તાનમાં સૌથી મોટું બંદર છે. એનું બારૂં કુદરતી ને સહીસલામત છે. આ બારામાં આગબોટોને રહેવા સારૂ ડક્કા બાંધેલા છે. એમાં આગબોટો લંગર કરે છે. અહીંથી આગબોટો ઉપડે છે અને અહીંજ આવે છે, તેથી એને ગેઈટ વે ઑફ ઈંડિઆ (હિંદુસ્તાનનો દરવાજો) કહે છે. આ બંદરેથી હિંદનાં



ગેઈટ વે ઑફ ઈંડિઆ

બીજાં શહેરો તેમજ દુનીઆના બીજા દેશો સાથે ધમધોકાર વેપાર ચાલે છે. પરદેશથી આવતા માલનો લગભગ ત્રીજો ભાગ આ બંદરે ઉતરે છે. અહીંથી રૂ, અનાજ, તેલીબીઆં, ચામડાં વગેરે પરદેશ ચઢે છે.

**મુંબઈની આબાદી:**—પહેલાં મુંબઈ બેટ નાના નાના ૭ ટાપુઓનો સમૂહ હતો. તેમાં માત્ર માછી લોકોની વસ્તી હતી. આ બેટ ફિરંગી લોકોના હાથમાં આવ્યો. ઇ. સ. ૧૬૬૧માં પોર્ટુગલના રાજાએ પોતાની કુંવરી કેથેરાઈનને ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ

સાથે પરણાવી ત્યારે પહેરામણીમાં એ બેટ આપ્યો. તે ઈંગ્લાંડના રાજાએ ઇ. સ. ૨૬૬૯માં વરસે ૧૦ પૌંડ લેવાના કરી ઇસ્ટ ઈંડિઆ કંપનીને ભાડે આપ્યો. પછી કંપનીએ સુરતથી કોઠી અહીં આણી અને જુદા જુદા બેટો વચ્ચેની ખાડીઓ પુરાવી નાખી એક મોટો બેટ બનાવ્યો. તે સારૂં બંદર હોવાથી ધીમે ધીમે તેનો વેપાર અને જાહોજલાલી વધતાં ગયાં.

મુંબઈ એ ઇલાકાની રાજધાની છે. તેમાં કાયદા, વિજ્ઞાન અને વૈદ્યકની મોટી **પાઠશાળાઓ** છે. ઉંચી જાતના ભણતરનો વહીવટ કરનાર **યુનિવર્સિટિ** છે. ન્યાય માટે **હાઈ કોર્ટ** છે અને ગવર્નર સાહેબની ઓફિસ પણ છે. અહીંથી એક રેલવે પુના તરફ, બીજી નાશિક તરફ અને ત્રીજી અમદાવાદ તરફ જાય છે. શહેરની અંદર પણ આવજા કરવા માટે રેલવેની લોકલો દોડે છે અને વીજળીની ટ્રામ ચાલે છે. અહીંની ભેજવાળી હવા સુતર કાંતવામાં માફક આવે છે, તેથી ત્યાં સુતરાઉ કાપડની આશરે ૧૦૦ મીલો છે, અને તે ઉપરાંત ઘણી જાતનાં કારખાનાં છે. તે આસપાસના પ્રદેશોની મધ્યમાં આવેલું છે. વળી સારૂં બંદર છે અને પરદેશ સાથેના વેપારને લીધે લોકોને રોજી મળે છે, તેથી વસ્તી ઘણી વધી મોટું અને આબાદ શહેર બન્યું છે. તેની વસ્તી આશરે ૧૨ લાખ છે.

અહીં રાજાબાઈ ટાવર, સંગ્રહસ્થાન, હાઈ કોર્ટનું મકાન, બોરી-બંદર સ્ટેશન, મ્યુનિસિપલ ઓફિસ, ટાઉનહોલ, ક્રાફર્ડ મારકેટ, એપોલો બંદર, ગોદીઓ, પોસ્ટ ઓફિસ, ટંકશાળ, ચોપાટી, વિક્ટોરિઆ ગાર્ડન, દીવાદાંડી વગેરે જોવા લાયક સ્થળો છે.

### પ્રશ્નો

૧. મુંબઈની આબાદી શાથી થઈ છે?
૨. મુંબઈમાં જોવા લાયક કયાં કયાં સ્થળો છે?
૩, મુંબઈમાં કાપડ વણવાની મીલો શાથી વધારે છે?
૪. મુંબઈમાં ધંધો કરનાર કેટલાક લોકો પરાંમાં કેમ રહેતા હશે?

---

# પાઠ ૨૧મો

## મધ્ય વિભાગ

**સામાન્ય વર્ણન:**—આ વિભાગ મહારાષ્ટ્રનો એક ભાગ છે. લોકો મરાઠી ભાષા બોલે છે. ત્યાં જી. આઈ. પી. અને તાપ્તી વેલી રેલવેઓ આવેલી છે. અહીં શિવાજી મહારાજે મરાઠા રાજ્ય સ્થાપ્યું હતું. પછી પેશ્વાઓ પ્રબળ થયા. તેમની પાસેથી આ પ્રદેશ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો.

**સીમા:**—ઉત્તરે નર્મદા નદી અને હોલકરનું રાજ્ય છે. પૂર્વે મધ્ય પ્રાંતો અને નિઝામનું રાજ્ય છે. દક્ષિણે દક્ષિણ વિભાગ છે અને પશ્ચિમે સહ્યાદ્રિ છે.

**કુદરતી રચના:**—આ પ્રદેશ ગુજરાતની માફક સપાટ નથી, પણ ડુંગરાળ ઉચ્ચ પ્રદેશ છે. તેની પશ્ચિમ બાજુએ સહ્યાદ્રિનો ભાગ સૌથી ઉંચો છે અને ત્યાંથી પૂર્વ તરફ ઢાળ પડતો છે.

**પર્વતો:**—**સાતપુડા** અને **સહ્યાદ્રિ**ના ફાંટાઓ આવેલા છે. **સતમાળા** ( અજિંટા ) સહ્યાદ્રિનો ફાંટો છે. તેમાં બૌદ્ધ લોકોની ગુફાઓ છે.

**નદીઓ:**—તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા, સીના ને વાર્ણા.

**આબોહવા:**—એકંદરે હવા કોરી છે. તે ચોમાસામાં ઠંડી ને ખૂશનુમા લાગે છે. સહ્યાદ્રિની પશ્ચિમે ઘણો વરસાદ પડી જાય છે, તેથી આ વિભાગમાં ૨૦થી ૩૦ ઈંચ સુધી વરસાદ પડે છે. સહ્યાદ્રિની પૂર્વ તરફ વરસાદ ઘટતો જાય છે અને તાપ વધારે લાગે છે.

**લોકો:**—લોકો દક્ષિણી છે. એ મરાઠા જાતના છે. તેઓ શરીરે મજબુત ને ઠીંગણા છે, અને વેપારઉદ્યોગમાં પછાત છે. આ મુલક ડુંગરાળ હોવાથી વસ્તી ઓછી છે.

**ખેતી: પાક:**—અહીંની ઘણીખરી જમીન ડુંગરાળ છે, તેથી

ખેતી થોડા ભાગમાં થાય છે. જમીન કાળી છે. તે ગુજરાત જેવી ફળદ્રુપ નથી. તેમાં કપાસ, ઘઉં, તેલીબીઆં, ડાંગર, જુવાર, બાજરી




ને કઠોળ થાય છે. ઉચ્ચ પ્રદેશમાં મેવા, ફળફળાદિ અને શાકભાજી સારાં થાય છે.

**જિલ્લા**:—આ વિભાગમાં ૭ જિલ્લા છે. (૧) **પશ્ચિમ ખાનદેશ.** (૨) **પૂર્વ ખાનદેશ.** (૩) **નાશિક.** (૪) **અહમદનગર.** (૫) **પુના.** (૬) **સતારા.** (૭) **સોલાપુર.** આ જિલ્લા ઉત્તર વિભાગના જિલ્લા કરતાં મોટાં છે, પણ તેમાં વસ્તી ઓછી છે.

## પશ્ચિમ ખાનદેશ જિલ્લો

**સામાન્ય વર્ણન**:—ખાનદેશ જિલ્લો મોટો હોવાથી વહીવટ માટે તેના બે ભાગ કરેલા છે. (૧) પશ્ચિમ ખાનદેશ. (૨) પૂર્વ ખાનદેશ તે ગુજરાત પાસે આવેલો છે, તેથી તેની સાથે પહેલાં વણઝારા મારફતે સારો વેપાર ચાલતો. આ બંને વચ્ચે ઘણો વખત લડાઈઓ પણ થતી હતી.

**સીમા**:—ઉત્તરે હોલકરનું રાજ્ય, પૂર્વે પૂર્વ ખાનદેશ જિલ્લો, દક્ષિણે નાશિક જિલ્લો અને પશ્ચિમે ગુજરાત છે.

**કુદરતી રચના**:—આ જિલ્લાની ઉત્તરે **સાતપુડાના** ફાંટા આવેલા છે. તેમાં ઘાડાં જંગલો આવેલાં છે. દક્ષિણે **સહ્યાદ્રિનો** ફાંટો છે. મધ્યમાં **તાપી** નદી વહે છે. તેના કાંઠાનો મુલક સપાટ અને ફળદ્રુપ છે. બાકીનો ઘણો મુલક ડુંગરાળ છે. તેમાં અનાર્ય લોકો વસે છે.

**આબોહવા**:—જંગલોવાળા ભાગની હવા ખરાબ છે. બાકીના ભાગની સારી છે. અહીં સરાસરી વરસાદ ૨૪ ઇંચ પડે છે. **પીંપળનેર** તરફ વધારે વરસાદ પડે છે.

**પાક**:–જમીન કાળી હોવાથી મુખ્ય પાક કપાસનો છે. આ સિવાય ડાંગર, જુવાર, ઘઉં, બાજરી, ચણા ને તેલીબીઆં છે. જંગલોમાં સાગ ઘણો થાય છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ બહુ થાય થાય છે, તેથી કપાસનાં લોઢવાનાં જીન અને ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ ઘણાં છે.

**મુખ્ય શહેરો**:—**ધુળીઆ**-જિલ્લાનું મુખ્ય શહેર છે. એ રૂ તથા અળસીના વેપાર માટે જાણીતું છે.

**નંદરબાર**—નંદગવળી નામે સુલતાને વસાવેલું તેથી એનું નામ નંદરબાર પડ્યું છે. એ રૂ, અળસી, ઘઉં, ચણા, ને રોસા તેલના વેપારનું મથક છે. અહીં કવિ પ્રેમાનંદે કેટલાંક કાવ્યો લખ્યાં હતાં.

## પૂર્વ ખાનદેશ જિલ્લો

**સીમા**—ઉત્તરે હોલકરનું રાજ્ય, પૂર્વે મધ્ય પ્રાંતો, દક્ષિણે નિઝામનું રાજ્ય અને પશ્ચિમે પશ્ચિમ ખાનદેશ જિલ્લો છે.

**કુદરતી રચના**:—ઉત્તરે **સાતપુડા**ના ફાંટા આવેલા છે, અને છેક દક્ષિણનો ભાગ ડુંગરાળ છે. તેમાં જંગલો આવેલાં છે; તેથી વસ્તી ઓછી છે. મધ્યમાં **તાપી** નદી આવેલી છે. તેના કાંઠાનો પ્રદેશ સપાટ છે. તેમાં વસ્તી સાધારણ સારી છે.

**આબોહવા**:—જંગલોવાળા ભાગની હવા સારી નથી. બાકીના ભાગની સારી છે. અહીં સરાસરી વરસાદ ૨૮ ઇંચ પડે છે.

**પાક**:—મુખ્ય પાક કપાસનો છે. આ સિવાય જુવાર, બાજરી, મગફળી, કઠોળ અને ઘઉં થાય છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ બહુ થાય છે, તેથી મીલ, કપાસ લોઢવાનાં જીન અને ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ ઘણાં છે. હાથવણાટ અને રંગાટી કામ પણ થાય છે.

**મુખ્ય શહેરો**:—**જળગામ**-રેલવેનું જંકશન અને જિલ્લાનું મુખ્ય શહેર છે. તે રૂ અને અનાજના વેપારનું મથક છે.

**ભુસાવળ**—રેલ્વેનું જંકશન અને વેપારનું મથક છે. આ શહેર મારફતે ઉત્તર હિંદ સાથે ઘણો વેપાર ચાલે છે.

## નાશિક જિલ્લો

**સીમા**:—ઉત્તરે પશ્ચિમ ખાનદેશ જિલ્લો, પૂર્વ નિઝામનું રાજ્ય, દક્ષિણે અહમદનગર જિલ્લો અને પશ્ચિમે વાંસદા ને ધરમપુરનાં રાજ્યો છે.

**કુદરતી રચના**:—એની પશ્ચિમે, દક્ષિણે અને મધ્યમાં ડુંગરો આવેલા છે, તેથી એ લગભગ બધો ઉચ્ચ પ્રદેશ છે. પૂર્વ તરફ સપાટ મેદાન છે. દક્ષિણે ગોદાવરી નદી વહે છે.

**આબોહવા:**—ઉચ્ચ પ્રદેશ હોવાથી હવા સમધાત છે. આ જિલ્લાના મધ્ય ભાગની હવા ઘણી સારી છે. સરાસરી વરસાદ ૩૦ ઇંચ પડે છે. પશ્ચિમના ડુંગરો તરફ **ઇગતપુરી**માં ૧૩૦ ઇંચ વરસાદ પડે છે.

**પાક:**—મુખ્ય પાક ડાંગર, જુવાર, નાગલી, તેલીબીઆં, રૂ, અને ઘઉં છે. અહીં શેરડી, અંજીર ને કેળાં ઘણાં થાય છે. નાશિકમાં દ્રાક્ષ સારી થાય છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ લોઢવાનાં જીન અને ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ છે. હાથવણાટનું કામ પણ થાય છે.

**મુખ્ય શહેરો:**—

**નાશિક**—જિલ્લાનું મુખ્ય શહેર ગોદાવરીને કાંઠે યાત્રાનું ધામ છે. લક્ષ્મણજીએ સુપર્ણખાનું નાક અહીં કાપેલું, તેથી એનું નામ નાશિક પડેલું છે. શહેરમાં ઘણાં મંદિરો છે. અહીંનાં તાંબાં-પિત્તળનાં વાસણ વખણાય છે. નદીના ડાબા કિનારા પર **પંચવટી** નામે પવિત્ર સ્થળ છે. અહીં રામચંદ્રજી વનવાસ રહ્યા હતા.

**ત્ર્યંબક**—ગોદાવરીના મૂળ પાસે જાત્રાનું ધામ છે. તેમાં દર બાર વરસે સિંહસ્થના વર્ષમાં મોટો મેળો ભરાય છે.

**દેવલાલી**—હવા ખાવાનું સ્થળ છે. તેની હવા સુકી છે. તેથી ક્ષયના દરદીઓ અહીં આવીને રહે છે. ત્યાં લશ્કરી છાવણી છે.

**બાગલાણ**—જુનો કિલ્લો છે. કરણ ઘેલો નાશીને અહીં રહ્યો હતો.

**યેવલા**—રેશમી અને જરીના કામ માટે પ્રસિદ્ધ છે.

## અહમદનગર જિલ્લો

**સીમા:**—ઉત્તરે નાશિક જિલ્લો, પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે પુના અને સોલાપુર જિલ્લા અને પશ્ચિમે પુના જિલ્લો છે. એના જામખેડ તાલુકાની આસપાસ નિઝામનું રાજ્ય આવેલું છે.

**કુદરતી રચના:**—આ જિલ્લાની પશ્ચિમ, દક્ષિણ ને મધ્ય ભાગની જમીન ડુંગરાળ છે. પશ્ચિમઘાટનું સૌથી ઉંચું શિખર **કળસુબાઈ** અહીં આવેલું છે. મુખ્ય નદીઓ **ગોદાવરી**, ભીમા, સીના ને પ્રવરા છે. ગોદાવરી ને પ્રવરામાંથી નહેરો કાઢેલી છે.

**આબોહવા:**—હવા સુકી ને ખૂશનુમા છે. અહીં ઉનાળામાં બહુ ઘામ થાય છે. પહાડોને લીધે પશ્ચિમે અકોલા તાલુકામાં લગભગ ૨૦૦ ઈંચ સુધી વરસાદ પડે છે. બીજા ભાગમાં સરાસરી વરસાદ ૨૦ ઈંચ પડે છે.

**પાક:**—મુખ્ય પાક જુવાર ને બાજરી છે. ગોદાવરી ને ભીમાનો રસાળ પ્રદેશ છે. તેમાં ઘઉં ને ચણા થાય છે. આ ઉપરાંત કપાસ, શેરડી, કાબરી વગેરે થાય છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ લોઢવાનાં જીન અને રૂની ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ છે. હાથવણાટનું કામ પણ થાય છે. ત્યાં ખાંડ બનાવવાનું એક કારખાનું છે.

**મુખ્ય શહેરો:**—

**અહમદનગર:**—જિલ્લાનું મુખ્ય શહેર સીના નદી ઉપર આવેલું છે. તે અહમદ નિઝામશાહે વસાવ્યું હતું. અહીં જુનો કિલ્લો અને ચાંદબીબીનો મહેલ જોવા લાયક છે.

**ખર્ડા ( કુર્દ્લા )**—ઐતિહાસિક શહેર છે. અહીં ઇ. સ. ૧૭૯૫માં મરાઠાએ નિઝામને હરાવ્યો હતો.

## પુના જિલ્લો

**સીમા:**—ઉત્તરે અહમદનગર જિલ્લો, પૂર્વે સોલાપુર ને અહમદનગર જિલ્લા, દક્ષિણે સતારા અને પશ્ચિમે કોલાબા જિલ્લો છે.

**કુદરતી રચના:**—પશ્ચિમે સહ્યાદ્રિના ફાંટાઓ આવેલા છે તેના ઉપર ઐતિહાસિક પહાડી કિલ્લાઓ છે. પૂર્વનો ભાગ સપાટ છે. મુખ્ય નદીઓ ભીમા, નીરા ને મૂળા છે, નીરા નદીમાંથી નહેરો કાઢેલી છે.

**આબોહવાઃ**—ઘાટ પાસે ચોમાસામાં હવા ભેજવાળી રહે છે, પણ ઉનાળામાં ખૂશનુમા લાગે છે. એનો પશ્ચિમ ભાગ ઘાટની ટોચ ઉપર આવેલો છે. તેથી ત્યાં બહુજ વરસાદ પડે છે. **લોનાવલામાં** ૧૬૦ ઈંચ વરસાદ પડે છે. પુનામાં સરાસરી ૩૦ ઈંચ પડે છે અને પૂર્વ તરફ ૨૦ ઈંચ પડે છે.

**પાકઃ**—મુખ્ય પાક ડાંગર, બાજરી, ચણા, શેરડી, ઘઉં ને તેલી-બીઆ છે. આ સિવાય બટાકા, દ્રાક્ષ, અંજીર ને નારંગી થાય છે.

**ધંધાઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. પુનામાં સુતરાઉ ને રેશમી કાપડની મીલ તથા હાથવણાટની સાળો છે. **તળેગામમાં** કાચનું કારખાનું છે. પુના પાસે **મુઢવામાં** કાગળ બનાવવાનું કાર-ખાનું છે, અને બીજે ખાંડ બનાવવાનાં કારખાનાં છે.

**મુખ્ય શહેરોઃ**—

**પુના**—જિલ્લાનું અને મધ્ય વિભાગનું મુખ્ય શહેર છે, અહીંની હવા સારી છે, તેથી ગવર્નર સાહેબ ચોમાસામાં ત્યાં રહે છે. પહેલાં તે પેશ્વાની રાજધાની હતું. તેમાં ઉંચી કેળવણી માટેની ૬ કોલેજો, સરકારી ઓફીસો, જુના મહેલો જોવા લાયક છે. અહીં તાંબાપિત્તળ અને ચાંદીનાં વાસણ સારાં બને છે.

**ખડકી**—તેમાં લશ્કરી છાવણી અને દારૂગોળાનું કારખાનું છે. એ ઇલાકાનું મુખ્ય લશ્કરી મથક છે.

**લોનાવલા**—ભોર ઘાટ ઉપર હવા ખાવાનું સ્થળ છે. અહીં પહાડનું પાણી રોકી ત્રણ મોટાં તળાવો બાંધેલાં છે. તેના પાણીને **ખપોલી** આગળ નળ વાટે નીચે પડવા દે છે. આ પાણીના જોસથી વીજળી ઉત્પન્ન કરવાનું મોટું કારખાનું કાઢેલું છે. તે વીજળીના બળથી મુંબઈની કેટલીક મીલો તથા લોકલ ટ્રેનો ચાલે છે. લોનાવલા પાસે **કાર્લીની** બૌદ્ધ ધર્મની પ્રખ્યાત ગુફાઓ છે.

**ખંડાળા**—ભોર ઘાટ ઉપર હવા ખાવાનું સ્થળ છે.

# સતારા જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે પુના જિલ્લો, પૂર્વે સોલાપુર જિલ્લો, દક્ષિણે કોલ્હાપુર ને સાંગલી સંસ્થાનો અને પશ્ચિમે સહ્યાદ્રિ છે.

**કુદરતી રચનાઃ**—એનો પશ્ચિમ અને ઉત્તરનો ભાગ પહાડી છે. તેમાં સહ્યાદ્રિનું **મહાબળેશ્વર** શિખર આવેલું છે. મધ્ય અને પૂર્વનો ભાગ સપાટ છે. મુખ્ય નદી કૃષ્ણા છે.

**આબોહવાઃ**— ઘાટ આગળ હવા માફકસર છે, પણ પૂર્વ તરફ ગરમી વિશેષ લાગે છે. એનો પશ્ચિમ ભાગ ઘાટની ટોચ ઉપર આવેલો છે, તેથી ત્યાં પુષ્કળ વરસાદ પડે છે, મહાબળેશ્વર આગળ ૧૫૦ થી ૨૫૦ ઇંચ સુધી વરસાદ પડે છે. બાકીના ભાગમાં સાધારણ પડે છે.

**પાકઃ**—મુખ્ય પાક જુવાર ને બાજરી છે. ડાંગર, ઘઉ, શેરડી, મગફળી, કાબરી અને બટાકા પણ થાય છે. જંગલમાં સુખડ થાય છે.

**ધંધાઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. હાથવણાટનું કામ પણ થાય છે.

**મુખ્ય શહેરોઃ**—

**સતારા**—જિલ્લાનું મુખ્ય શહેર કૃષ્ણાને કિનારે આવેલું છે. પહેલાં તેને સત્તર દરવાજા હતા, તેથી એનું નામ સતારા પડેલું છે. તે મરાઠાની રાજધાની હતું દરીઆની સપાટીથી ઉંચું હોવાથી તેની હવા સારી છે.

**મહાબળેશ્વર**—સહ્યાદ્રિનું શિખર અને હવાખાવાનું સ્થળ છે. એ પર્વતની ટોચ ઉપર આવેલું હોવાથી ઉનાળામાં ત્યાં ઠંડક રહે છે. ગર્વનર સાહેબ ઉનાળામાં અહીં હવા ખાવા આવે છે. ત્યાં જવા માટે પુનાથી મોટરનો રસ્તો સારો છે.

**પંચગની**—સહ્યાદ્રિનું શિખર અને હવા ખાવાનું સ્થળ છે.

# સોલાપુર જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે નિઝામનું રાજ્ય અને અહમદનગર જિલ્લો, પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે બીજાપુર જિલ્લો અને પશ્ચિમે સતારા જિલ્લો છે. એના બાર્સી તાલુકાની આસપાસ નિઝામનું રાજ્ય આવેલું છે.

**કુદરતી રચના:**—આ જિલ્લો એકંદરે સપાટ છે. તેની ઉતર અને પૂર્વ બાજુએ થોડા ડુંગરો આવેલા છે. મુખ્ય નદી ભીમા અને સીના છે.

**આબોહવા:**—અહીં ટાઢ અને તાપ વિશેષ પડે છે. હવા એકંદરે તંદુરસ્ત છે. સરાસરી વરસાદ ૨૫ ઈંચ પડે છે.

**પાક:**—જુવાર, બાજરી, કપાસ ઘઉં, મગફળી ને કાબરી છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં સોલાપુર અને બાર્સીમાં સુતરાઉ કાપડની મીલો છે. હાથવણાટનું કામ પણ થાય છે.

**મુખ્ય શહેરો:**—

**સોલપુર**—જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીં સુતરાઉ કાપડની ૭ મીલો છે. શહેર પાસેના તળાવમાંથી ખેતી માટે નહેરો કાઢેલી છે.

**પંઢરપુર**—ભીમા નદી ઉપર **પંઢરી વિઠોબાની** જાત્રાનું મોટું ધામ છે. ત્યાં તપખીર અગરબત્તીને દાળીઆ સારાં થાય છે.

**બાર્સી**—કપાસ ને તેલીબીઆંના વેપારનું મથક છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. મધ્ય વિભાગમાં મુખ્ય પાક શાનો છે ? તેની વેપારઉદ્યોગ પર શી અસર છે ?

૨. ગુજરાત અને મહારાષ્ટ્ર એ બેમાં સમૃદ્ધ પ્રાંત કયો ? શાથી ?

૩. મધ્ય વિભાગનો નકશો દોરી તેમાં નીચેની બાબતોનાં ગામો લખો. (૧) જે જિલ્લામાં કરણઘેલાનું સ્થાન. (૨) બૌદ્ધ ધર્મની ગુફાઓ. (૩) હવા ખાવાના સ્થળો. (૪) વિઠોબાનું ધામ. (૫) પ્રેમાનંદ કવિનો વાસ. (૬) સુપર્ણખાના નાક કાપ્યાનું સ્થળ.

૪. મધ્ય વિભાગમાં ઐતિહાસિક અને ઔદ્યોગિક સ્થળો કયાં છે ?

૫. ઉત્તર વિભાગ અને મધ્ય વિભાગની સરખામણી કરો.

૬. નીચેનાં શું છે ? કયાં છે ? શાને માટે જાણીતાં છે ? લોનાવલા, સતારા, પંઢરપુર, નાશિક ખડકી, ભુસાવળ, મહાબળેશ્વર.

૭. ગુજરાત ને મહારાષ્ટ્રના કુદરતી સૌન્દર્યની ટુંક નોંધ આપો.

# પાઠ ૨૨મો

## મધ્ય વિભાગ–દેશી રાજ્યો

**દેશી રાજ્યો:**—મુંબઈની દક્ષિણે આવેલાં દેશી રાજ્યોની દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સિ બનાવેલી છે. કોલ્હાપુરનો રેસિડેન્ટ તેમની એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ તરીકે દેખરેખ રાખે છે. તેમાં મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગનાં દેશી રાજ્યોનો સમાવેશ થાય છે. મધ્ય વિભાગનાં દેશી રાજ્યો થોડાં અને નાનાં છે. તે ગુજરાતની માફક મોટાં ને વધારે નથી. તેના ત્રણ સમૂહ પાડી શકાય. (૧) **મહેવાસી પરગણાં.** (૨) **સુરગાણા સંસ્થાન.** (૩) **સતારા જાગીર.**

**મહેવાસી પરગણાં:**—આ રાજ્યો તાપી અને નર્મદા વચ્ચે પશ્ચિમ ખાનદેશ જિલ્લામાં આવેલાં છે. તે ઘણાં નાનાં છે. બધો પ્રદેશ પહાડી ને જંગલોથી છવાએલો છે. એમાં અનાર્ય લોકોની વસ્તી છે. તેમનો મુખ્ય આધાર જંગલની પેદાશ ઉપર છે. જંગલની પેદાશ ઈમારતી લાકડું, મહુડાં, મધ ને લાખ છે.

**સુરગાણા સંસ્થાન:**—આ સંસ્થાન ડાંગની દક્ષિણે આવેલું છે. તે પહાડી અને જંગલનો પ્રદેશ છે. એની પેદાશ જંગલની છે. અહીં થોડી ડાંગર થાય છે.

**સતારા જાગીર:**—એમાં ૬ સંસ્થાનો આવેલાં છે. (૧) **ભોર.** (૨) **ફલટણ.** (૩) **ઔંધ.** (૪) **અક્કલકોટ.** (૫) **જત.** (૬) **ડફળાપુર.** આમાંનાં છેલ્લાં બે દક્ષિણ વિભાગમાં આવેલાં છે, પણ તે છએ પહેલાં સતારાના રાજાના તાબામાં હતાં. સતારાનું રાજ્ય ખાલસા થયા પછી તે અંગ્રેજ સરકારના તાબામાં આવ્યું, એટલે ત્યારથી એ **સતારા જાગીર** તરીકે ઓળખાય છે.

**ભોર**—આ સંસ્થાન પુના જિલ્લામાં આવેલું છે. તેના બ્રાહ્મણ રાજા '**પંતસચિવ**' કહેવાય છે. મુખ્ય પાક ડાંગર, તેલીબીઆં ને નાગલી છે.

**ફલટણ**—એ સતારા જિલ્લાની ઉત્તરે આવેલું છે. તેના રજપુત રાજા '**નિંબાલકર**' કહેવાય છે. મુખ્ય પાક જુવાર, તેલીબીઆં, ચણા ને ઇમારતી લાકડું છે. અહીં પત્થરની સુંદર મૂર્તિઓ બનાવે છે.

**ઔંધ**—આ સંસ્થાન સતારા અને સોલાપુરની વચ્ચે આવેલું છે. તેના બ્રાહ્મણ રાજા '**પંતપ્રતિનિધિ**' કહેવાય છે.

**અક્કલકોટ**—આ સંસ્થાન સોલાપુર જિલ્લાના અગ્નિખુણામાં આવેલું છે. તેના રાજા **ભોંસલે** કુટુંબના છે. અહીંની હવા સારી છે. મુખ્ય પાક ડાંગર, જુવાર, ચણા, ઘઉં ને શેરડી છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. સતારા જાગીર નામ શાથી પડેલું છે? તેમાં કયાં સંસ્થાનો આવેલાં છે?

૨. મધ્ય વિભાગ અને ગુજરાતનાં દેશી રાજ્યોની સરખામણી કરો.

૩. દક્ષિણનાં દેશી રાજ્યોની દેખરેખ સરકાર કેવી રીતે રાખે છે?

૪. મધ્ય વિભાગનો નકશો દોરી તેમાં આવેલાં દેશી રાજ્યો બતાવો.



# પાઠ ૨૩મો

## દક્ષિણ વિભાગ

**સામાન્ય વર્ણન:**—મુંબઈ ઇલાકાની દક્ષિણે આવેલા પ્રદેશને દક્ષિણ વિભાગ કહે છે. તેના કુદરતી રીતે બે ભાગ પડે છે. (૧) **કોંકણ**. (૨) **કર્ણાટક**. દરીઆ કિનારા અને સહ્યાદ્રિ વચ્ચેની સાંકડી પટીને કોંકણ કહે છે. તેના થાણા, કોલબા ને રત્નાગિરિ એ ત્રણ જિલ્લાઓ છે. તેમાંથી આ વિભાગમાં કોલાબા અને રત્નાગિરિ આવેલા છે. તેમાં મરાઠી ભાષા બોલાય છે, તેથી એ મહારાષ્ટ્રનો ભાગ ગણાય, પરંતુ રાજ્યવહીવટને માટે તેને દક્ષિણ વિભાગમાં દાખલ કરેલો છે. મહારાષ્ટ્રની દક્ષિણે આવેલા ભાગને કર્ણાટક કહે છે. તેમાં બિજાપુર, બેલગામ, ધારવાડ ને કાનડા ચાર જિલ્લાઓ આવેલા છે. અહીં કાનડી ભાષા બોલાય છે.

**કુદરતી રચના:**—આ વિભાગમાં કોંકણ નિચાણનો પ્રદેશ છે, અને કર્ણાટક ઉચ્ચ પ્રદેશ છે. તેની પશ્ચિમે સહ્યાદ્રિને લીધે પહાડી જમીન છે. તેમાં ગીચ જંગલો આવેલાં છે. પૂર્વ તરફનો પ્રદેશ સપાટ છે. અહીં મધ્ય વિભાગ જેટલા ડુંગરો નથી; પણ તેનાથી મોટાં મેદાનો અને ખેતી લાયક જમીન વધારે છે.

**પર્વત:**—**સહ્યાદ્રિ**. એ ઉત્તર–દક્ષિણ આવેલો છે, તેથી આ વિભાગના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ પડે છે.

**નદીઓ:**—મુખ્ય નદીઓ કૃષ્ણા, ભીમા, શિરાવતી, તુંગભદ્રા, ઘટપ્રભા અને મલપ્રભા છે. શિરાવતી નદીમાં **ગેરસપ્પાનો** ધોધ છે. તે દુનીઆના બધા ધોધ કરતાં વધારે ઉંચાઈએથી પડે છે. ઘટપ્રભા નદીમાં બીજો ધોધ **ગોકાકનો** આવેલો છે.

**વસ્તી અને ધર્મ:**—આ વિભાગમાં ઉત્તર વિભાગ કરતાં લગભગ દોઢી વસ્તી છે. અહીંના કેટલાક હિંદુઓ શૈવ ધર્મ પાળે છે. તે **લિંગાયત** કહેવાય છે. કોલાબા જિલ્લામાં યાહુદીઓ વધારે છે અને કાનડા તથા રત્નાગિરિમાં દેશી ખ્રિસ્તીઓ વધારે છે.

**આબોહવા:**—કોંકણમાં ઘણોજ વરસાદ પડે છે. અહીં કેટલાક ભાગમાં ૧૫૦થી ૨૦૦ ઈંચ સુધી પડે છે. પછી તે પૂર્વ તરફ ઓછો થતો જાય છે જંગલોવાળા ભાગની હવા ભેજવાળી ને ખરાબ છે બાકીના ભાગની સારી છે.

**ખેતી: પાક**:—કોંકણ અને બેલગામ જિલ્લામાં બહુ વરસાદને લીધે ડાંગર થાય છે. ઓછા વરસાદવાળા ભાગમાં મુખ્ય પાક જુવાર, બાજરી, કપાસ, તેલીબીઆં ને ચણા છે, દરીઆ કિનારે સોપારી ને નાળિએર થાય છે.

**ખનીજ**:—ડુંગરોમાંથી સોનું, રૂપું, લોઢું, તાંબુ અને સ્લેટના પત્થર નીકળે છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ લોઢવાનાં જીન અને કાપડની મીલો છે. હાથવણાટનું કામ પણ થાય છે. કેટલાક લોકો કાથીનાં દોરડાં અને લાખની બંગડીઓ બનાવે છે અને દરીઆ કિનારે માછલાં પકડવાનો અને મીઠું પકવવાનો ધંધો કરે છે.

**વહેવારના માર્ગ**:—રેલવે, જળ માર્ગ અને કાચીપાકી સડકો છે.

**રેલવે**:—કર્ણાટકમાં **સધર્ન મરાઠા રેલવે** આવેલી છે. તેના બે ફાંટા છે. તેમાંનો એક સોલાપુર સાથે અને બીજો પુના સાથે સંબંધ ધરાવે છે. ગોવા જવા સારૂ પોર્ટુગીઝ રેલવે આવેલી છે. કોંકણમાં રેલવે નાખવાની મુશ્કેલી હોવાથી નાખી નથી, તેથી તેનો વેપાર દરીઆ માર્ગે ચાલે છે.

**જળ માર્ગ**:—આ વિભાગમાં સારાં બંદરો ઘણાં છે. તેની મારફતે દરીઆ માર્ગે વેપાર ચાલે છે. મુખ્ય બંદરો નીચે પ્રમાણે છે. **અલિબાગ, રત્નાગિરિ, માલવણ, વેંગુર્લા, ગોવા, કારવાર, કુમટા ને હોનાવર.**

**કાચીપાકી સડકો**:—સહ્યાદ્રિની પૂર્વ તરફના ભાગનો વેપાર કાચીપાકી સડકો મારફતે ચાલે છે, કેમકે સહ્યાદ્રિ વચ્ચે આવવાથી ત્યાંનો માલ બંદરોએ લાવવો મુશ્કેલ છે.

**જિલ્લા**:—દક્ષિણ વિભાગના ૬ જિલ્લા છે. (૧) બિજાપુર. (૨) બેલગામ. (૩) ધારવાડ. (૪) કાનડા. (૫) રત્નાગિરિ. (૬) કોલાબા.

## બિજાપુર જિલ્લો

**સીમા**:—ઉત્તરે સોલાપુર જિલ્લો, પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે ધારવાડ જિલ્લો અને પશ્ચિમે બેલગામ જિલ્લો આવેલો છે.

**કુદરતી રચના:**—આ જિલ્લાનો ઘણો ભાગ સપાટ છે. તેમાં કૃષ્ણા, ભીમા, દ્રોણ, ઘટપ્રભા ને મલપ્રભા નદીઓ આવેલી છે.

**આબોહવા:**—એકંદરે હવા સુકી ને તંદુરસ્ત છે. વરસાદ અનિયમિત છે.

**પાક:**—મધ્યની જમીન કાળી અને ફળદ્રુપ છે. ત્યાં મુખ્ય પાક કપાસ છે. બીજા ભાગમાં જુવાર, ઘઉં, બાજરી ને તેલીબીઆં થાય છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કપાસ લોઢવાનાં જીન ને રૂની ગાંસડીઓ બાંધવાનાં પ્રેસ છે. હાથવણાટનું કામ પણ થાય છે. કેટલેક સ્થળેથી સ્લેટના પત્થર ખોદી કાઢે છે.

**મુખ્ય શહેરો:**—

**બિજાપુર:**—જિલ્લાનું મુખ્ય શહેર છે. તે આદિલશાહી વંશના સુલતાનોની રાજધાની હતી. ત્યાં જુના વખતનાં મસ્જિદો અને મહેલ જોવા લાયક છે. તેમાં સુલતાન મહમદનો સુંદર રોજો છે. તે **બોલી ગુંબઝ** (ગોળ ગુંબઝ) કહેવાય છે. એ દુનીઆમાં અજોડ છે. અહીં '**મલિકેમેદાન**' નામે ૨૮ ઈંચ વ્યાસની તોપ છે.

**તાલિકોટા**—ઐતિહાસિક શહેર છે. અહીં બિજાપુરના સુલતાને વિજયનગરના હિંદુ રાજાને હરાવ્યો હતો.

## બેલગામ જિલ્લો

**સીમા:**—ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમે દેશી રાજ્યો આવેલાં છે; અને પૂર્વે બિજાપુર જિલ્લો છે.

**કુદરતી રચના:**—આ જિલ્લાનો ઉત્તર અને પૂર્વ ભાગ સપાટ છે, અને દક્ષિણ તથા પશ્ચિમ ભાગ ઘણો ઉંચો છે. તેમાં કૃષ્ણા, ઘટપ્રભા ને મલપ્રભા નદીઓ આવેલી છે.

**આબોહવા:**—એકંદરે હવા તંદુરસ્ત છે. બેલગામમાં લગભગ ૫૦ ઈંચ વરસાદ પડે છે અને પૂર્વ તરફ માત્ર ૨૫ ઈંચ પડે છે.

**પાકઃ**—મુખ્ય પાક જુવાર, કપાસ, બાજરી, ઘઉં, તમાકુ ને શેરડી છે.

**ધંધાઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. હાથવણાટ, રંગાટી, ચામડાં કમાવાનું અને ધાતુઓ ઉપર નકશી કામ સારૂં થાય છે.

**મુખ્ય શહેરોઃ**—

**બેલગામ**—જિલ્લાનું અને દક્ષિણ વિભાગનું મુખ્ય શહેર છે. તેનું મૂળ નામ વેણુગ્રામ ( વેણુ=વાંસ ) હતું, કેમકે તેની આસપાસ વાંસ બહુ થાય છે. તેની હવા ઠંડી છે. ત્યાં લશ્કરી છાવણી છે.

**ગોકાક**—ઘટપ્રભા નદીને કાંઠે આવેલું છે. તેની પાસે ઘટ-પ્રભામાં ધોધ આવેલો છે. તેનાથી વીજળી પેદા કરી મીલ ચલાવવામાં આવે છે. અહીં માટી અને લાકડાંનાં રમકડાં સારાં થાય છે.

**અથણીઃ**—ધાબળા અને સુરાખાર માટે પ્રખ્યાત છે.

## ધારવાડ જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે બિજાપુર જિલ્લો, પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે મ્હૈસુરનું રાજ્ય અને પશ્ચિમે કાનડા જિલ્લો આવેલો છે.

**કુદરતી રચનાઃ**—પશ્ચિમમાં ડુંગરાળ ને જંગલવાળો પ્રદેશ છે. તેને મલાડ કહે છે. પૂર્વ ભાગમાં સપાટ મેદાન છે તેને દેશ કહે છે. નદીઓ તુંગભદ્રા ને વર્ધા છે.

**આબોહવાઃ**—પશ્ચિમ તરફ સારો વરસાદ પડે છે, પણ પૂર્વ તરફ પૂરતો વરસાદ પડતો નથી. તેના પશ્ચિમ ભાગની હવા ખરાબ છે અને બાકીના ભાગની સારી છે.

**પાકઃ**—મુખ્ય પાક જુવાર, બાજરી, કપાસ, કાબરી ને અળસી છે.

**ખનીજઃ**—સોનું, રૂપું, તાંબુ, લોઢું ને સ્લેટના પત્થર છે.

**ધંધાઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. કપાસના પાકને લીધે અહીં કપાસ લોઢવાનાં જીન અને કાપડની મીલો છે. હાથવણાટ પણ થાય છે.

**મુખ્ય શાહેરો:—**

**ધારવાડ:**—જિલ્લાનું મુખ્ય શહેર છે. તેનો કિલ્લો જોવા જેવો છે. એ રૂના વેપારનું મથક છે.

**હુબલી:**—રૂના વેપારનું મથક અને રેલવે જંકશન છે. અહીં લશ્કરી છાવણી છે એમાં જીનો, પ્રેસ અને મીલ છે.

## કાનડા જિલ્લો

**સીમા:**—ઉત્તરે બેલગામ, જિલ્લો, પૂર્વે ધારવાડ જિલ્લો, દક્ષિણે મ્હૈસુરનું રાજ્ય, અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

**કુદરતી રચના:**—આ વિભાગમાં ઉત્તર-દક્ષિણ **સહ્યાદ્રિ** આવેલો છે. દરીઆ કિનારાનો મુલક નિચાણનો પ્રદેશ છે.

**નદી:**—શિરાવતી છે. તેમાં **ગેરસપ્પાનો** ધોધ આવેલો છે.

**આબોહવા:**—દરીઆ કિનારે અને પર્વતની પાસે ઘણો વરસાદ પડે છે. તે પૂર્વ તરફ ઓછો થતો જાય છે. કિનારાની હવા ભેજવાળી પણ તંદુરસ્ત છે, પણ જંગલોવાળા ભાગની હવા ખરાબ છે.

**પાક:**—મુખ્ય પાક ડાંગર છે. દરીઆ કિનારે નાળિએર ને સોપારી થાય છે. આ સિવાય એલચી, મરી, પીંપર મેવો ને શેરડી થાય છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. અહીં કિનારાના લોકો માછલાં પકડવાનો ધંધો કરે છે.

**મુખ્ય શાહેરો:—**

**કારવાર:**—જિલ્લાનું મુખ્ય શહેર અને અગત્યનું બંદર છે. તેનું કુદરતી બારૂં સારૂં છે. તેમાં બારે માસ વહાણો સહીસલામત રહે છે.

**ગોકર્ણ:**—હિંદુઓનું જાત્રાનું સ્થળ છે. અહીં દ્રાવિડી ઢબનું શિવાલય છે. શિવે રાવણને આપેલું બાણ (લિંગ) આ દેવાલયમાં છે.

**હોનાવર**—મુંબઈ ઇલાકાનું સૌથી દક્ષિણનું બંદર છે. અહીંથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે.

# રત્નાગિરિ જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે કોલાબા જિલ્લો, પૂર્વે પશ્ચિમઘાટ, દક્ષિણે કાનડા જિલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લો અરબી સમુદ્ર અને સહ્યાદ્રિ વચ્ચે સાંકડી પટી જેવો છે. આ ભાગ નિચાણનો અને ખડકાળ પ્રદેશ છે. અહીં દાપોલી, ખેડ, સંગમેશ્વર અને રાજાપુરમાં ઉના પાણીના ઝરા છે. કિનારાનો પ્રદેશ ઘણો રમણીય લાગે છે. ઇલાકામાં સૌથી વધારે વસ્તી આ જિલ્લામાં છે. અહીં રેલવે નહિ હોવાથી વહાણો મારફતે વહેવાર ચાલે છે.

**આબોહવાઃ**—હવા ભિનાશવાળી પણ એકંદરે સારી છે. કિનારે ૮૦થી ૧૦૦ ઇંચ સુધી વરસાદ પડે છે. સહ્યાદ્રિ ઉપર તેથી વધારે પડે છે.

**પાકઃ**—મુખ્ય પાક ડાંગર ને બાવટો છે. આ સિવાય સોપારી, નાળિએર ને કાજુ છે. અહીં આફુસ કેરી બહુ થાય છે.

**ધંધાઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. કેટલાક વહાણ બાંધવાનો, ખલાસીનો અને માછલાં પકડવાનો ધંધો કરે છે.

**મુખ્ય શહેરોઃ**–

**રત્નાગિરિ**—જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. અહીં કિનારો છાછરો હોવાથી મોટાં વાહણો કે આગબોટ આવી શકતાં નથી.

**માલવણ**—બંદર છે. તેની પાસે **સિંહદુર્ગ** નામે કિલ્લો છે. તેમાં ચાંચીઆ લોકો રહેતા હતા.

**વેંગુર્લા**—બંદર છે. ત્યાંના કાજુ વખણાય છે.

# કોલાબા જિલ્લો

**સીમાઃ**—ઉત્તરે થાણા જિલ્લો, પૂર્વે પશ્ચિમઘાટ, દક્ષિણે રત્નાગિરિ જિલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લો પશ્ચિમઘાટને લીધે પહાડી છે. તેની સામાન્ય રચના રત્નાગિરિ જિલ્લા જેવી છે.

**આબોહવા:**—હવા ભેજવાળી અને સુકી પણ છે. કિનારે લગભગ ૯૦ ઈંચ વરસાદ પડે છે. તે પૂર્વ તરફ ઘટતો જાય છે.

**પાક:**—મુખ્ય પાક ડાંગર, કોદરા, કઠોળ, નાળિએર ને સોપારી છે.

**ધંધાઉદ્યોગ:**—મુખ્ય ધંધો ખેતીનો છે. આ સિવાય કાથીનાં દોરડાં બનાવવાનો, મીઠું પકવવાનો અને માછલાં પકડવાનો છે.

**મુખ્ય શહેરો:**-

**અલીબાગ:**—જિલ્લાનું મુખ્ય શહેર અને બંદર છે. અલી નામે મુસલમાને અહીં ઘણા કુવા ખોદાવેલા તેથી એનું નામ અલીબાગ પડેલું છે. ત્યાં સરકારી વેધ શાળા છે.

**માથેરાન**—સહ્યાદ્રિનું શિખર અને હવા ખાવાનું સ્થળ છે. અહીંની હવા ઠંડી હોવાથી ઉનાળામાં ઘણા લોકો ત્યાં હવા ખાવા જાય છે.

**ચેઉલ**—ચેવલી પાન અને રેશમી કાપડ માટે જાણીતું છે.

**મલાડ**—અહીંથી બે માઇલ ઉપર બૌદ્ધ લોકોની ગુફાઓ છે.

**ઉરણ**—અહીં દારૂ ગાળવાની ભઠ્ઠી છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. દક્ષિણ વિભાગનો કિનારો કેવો છે? તેની ઉપર બંદરો ક્યાં છે?

૨. મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગની સરખામણી કરો.

૩. નીચેના શું છે? ક્યાં છે? અને શા માટે જાણીતાં છે?
   બિજાપુર, ગેરસપ્પા, માથેરાન, ગોકર્ણ, ઘટપ્રભા, બોલીગુંબઝ.

૪. દક્ષિણ વિભાગનો નકશો દોરી તેમાં નીચેની પેદાશનાં સ્થળ બતાવો.
   નાળિએર, કેળાં, પાન, કાજુ, તેજાના, સોપારી, કપાસ, સોનું, ઘઉં.

૫. કોંકણ અને કર્ણાટકના જિલ્લાઓ વચ્ચે શો તફાવત જણાય છે?

૬. દક્ષિણ વિભાગના ધંધાઉદ્યોગ અને ખનીજ વિષે શું જાણો છો?

૭. દક્ષિણ વિભાગમાં ધોધ ક્યા છે? તેનું પાણી શા કામમાં આવેછે?

૮. ગુજરાત ને કર્ણાટકના ખેડુતોની સરખામણી કરો,

૯. તમે પહાડી મુલકમાં રહેવાનું પસંદ કરો કે સપાટ મુલકમાં? કારણો આપો.

# પાઠ ૨૪મો

## દક્ષિણ વિભાગ-દેશી રાજ્યો

**દેશી રાજ્યોઃ**—આ વિભાગમાં દેશી રાજ્યોનો સમાવેશ દક્ષિણ મરાઠા સ્ટેટ્સ એજન્સિમાં થાય છે. તેના ત્રણ સમૂહ પાડી શકાય. (૧) કોલ્હાપુર. (૨) દક્ષિણ મરાઠા જાગીર. (૩) બીજાં નાનાં રાજ્યો. તેમની દેખરેખ કોલ્હાપુરનો રેસિડેન્ટ રાખે છે.

**કોલ્હાપુરઃ**—આ એજન્સિમાં અને દક્ષિણ વિભાગમાં **સૌથી** મોટું દેશી રાજ્ય કોલ્હાપુરનું છે. તે બેલગામ અને રત્નાગિરિ જિલ્લાની વચ્ચે આવેલું છે. તેની પશ્ચિમનો મુલક પહાડી અને જંગલોથી ભરપુર છે, અને પૂર્વ તરફનો ફળદ્રુપ છે. મુખ્ય પાક ડાંગર, જુવાર, કપાસ, મગફળી ને શેરડી છે. અહીં ગોળ અને ખાંડ ઘણાં થાય છે. જંગલોમાં સાગ થાય છે. એના રાજ્યકર્તા શિવાજીના વંશના છે.

**કોલ્હાપુર**—રાજધાનીનું શહેર અને વેપારનું મથક છે. તેમાં મહાલક્ષ્મીનું મોટું પ્રાચીન મંદિર છે. અહીં રેસિડેન્ટ રહે છે.

**દક્ષિણ મરાઠા જાગીરઃ**—આ સમૂહમાં આઠ રાજ્યો છે. તેમાંનાં સાંગલી, મીરજ-મોટી શાખા અને નાની શાખા, કુરૂંદવાડ-મોટી શાખા અને નાની શાખા અને જમખંડી એ છ **પટવર્ધન** વંશના બ્રાહ્મણ રાજ્યકર્તાના તાબામાં છે. એમાં **સાંગલી** મોટું છે. **મીરજમાં** વાજિંત્રો સારાં બનાવે છે.

**મુધોળ** ભોંસલે વંશના રાજ્યકર્તાના તાબામાં છે અને **રામદુર્ગ** ભાવે વંશના બ્રાહ્મણ રાજયકર્તાના તાબામાં છે.

**બીજાં નાનાં રાજ્યોઃ**—એમાંનાં **જત અને ડફળાપુર** બેલગામની ઉત્તરે આવેલાં છે અને એકજ મરાઠા રાજાના તાબામાં છે.

**સાવનુર**—એના રાજ્યકર્તા મુસલમાન છે.

**સાવંતવાડી**—આ સંસ્થાન રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે આવેલું છે. તે ભોંસલે કુળના રાજાના તાબામાં છે. મુખ્ય પાક ડાંગર

છે. જંગલોમાં સાગ થાય છે. તેની રાજધાની **સાવંતવાડી** છે. તેમાં લાકડાં ઉપર લાખનું કામ સારૂં થાય છે.

**જંજીરા**—આ સંસ્થાન જંજીરા બેટનું બનેલું છે. તે કોલાબા જિલ્લામાં આવેલું છે. તેના રાજા સીદી છે. અહીં સીદી લોકોની વસ્તી વધારે છે.

## સ્વતંત્ર સંસ્થાન

**સામાન્ય વર્ણન:**—રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે **ગોવા** ફિરંગીઓનું સ્વતંત્ર સંસ્થાન છે. એની ભૂમિરચના કોંકણને મળતી છે. એના ઉપર પોર્ટુગીઝ ગવર્નર જનરલ અમલ ચલાવે છે. તેમાં પોર્ટુગીઝ રેલવે છે.

**મુખ્ય શહેરો:**—

**ગોવા** ( પાંજિમ )—ફિરંગી સંસ્થાનોની રાજધાની છે. ગુજરાતમાં આવેલાં દીવ ને દમણ એને તાબે છે.

**માર્મગોવા**—ગોવાથી થોડે દૂર બંદર છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. દક્ષિણ વિભાગમાં મોટું દેશી રાજ્ય કયું છે? સીદી લોકોનું રાજ્ય કયાં છે?

૨. દક્ષિણ વિભાગનો નકશો દોરી તેમાં આવેલાં દેશી રાજ્યો બતાવો.

૩. દક્ષિણ વિભાગમાં સ્વતંત્ર રાજ્ય કયું છે? તેના તાબામાં કયાં સંસ્થાનો આવેલાં છે? તેનો કારભાર કોણ કરે છે?

# પાઠ ૨૫મો

## હિંદુસ્તાન–સામાન્ય જ્ઞાન

**સામાન્ય વર્ણનઃ**—આપણો દેશ હિંદુસ્તાન છે. ઘણા જુના વખતથી સુધરેલા દેશોમાં તેની ગણતરી થાય છે. દુનીઆના બીજા દેશો પછાત હતા ત્યારે હિંદ જ્ઞાન, કળા, વેપારઉદ્યોગ વગેરેમાં આગળ વધેલો હતો. તે જુનાં સાહિત્ય, કારીગરી, રીતરીવાજો વગેરે માટે હજુ પ્રખ્યાત છે. ટુંકામાં દરેક રીતે પોતાના પગ ઉપર ઉભો રહી શકે એવો એ દેશ છે.

**સીમાઃ**—નકશો જોતાં જણાશે કે હિંદનું ચારે બાજુએથી રક્ષણ થએલું છે. ઉત્તરમાં હિમાલય પર્વત દિવાલ રૂપે આવેલો છે. પૂર્વે બંગાળી ઉપસાગર અને બ્રહ્મદેશ છે. દક્ષિણે હિંદી મહાસાગર છે અને પશ્ચિમે અરબી સમુદ્ર તથા સુલેમાન ને હાલા પર્વત છે.

**કુદરતી રચનાઃ**—હિંદુસ્તાન ત્રિકોણાકારનો દ્વિપકલ્પ છે, તેના કુદરતી વિભાગો ચાર છે. (૧) ઉત્તરનો હિમાલયનો ઉચ્ચપ્રદેશ. (૨) મધ્યનાં મેદાનો ( સિંધુ–ગંગા ) નો પ્રદેશ. (૩) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ. (૪) કિનારાનો નિચાણનો પ્રદેશ.

હિમાલયનો પ્રદેશ હિંદનું રક્ષણ કરે છે. તે આસામથી કાશ્મીર સુધી આવેલો છે. મોટી નદીઓના વહેણ સાથે કાંપ ઘસડાઈ આવે છે, તેથી મધ્યનાં મેદાનોનો રસાળ પ્રદેશ બનેલો છે. તે આસામથી સુલેમાન પર્વત સુધી આવેલો છે. વિંધ્યાચળની દક્ષિણે આવેલો દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ છે. તે વિંધ્યાચળથી નીલગીરી સુધી આવેલો છે, અને મુંબાઈ તથા મદ્રાસ ઇલાકાના દરીઆ કિનારાનો પ્રદેશ નીચો છે.

**પર્વતોઃ—હિમાલય**—દુનીઆમાં સૌથી ઉંચો ને મોટો પર્વત છે. તે હિંદની ઉત્તરે આવેલો છે. તેમાં એકની પાછળ બીજી એવી ઘણી ડુંગરોની હારો આવેલી છે. **કારાકોરમ** અને **હિંદુકુશ** તેના

મુખ્ય ફાંટા છે. એ ૧૫૦૦ માઈલ લાંબો અને ૨૦૦ માઈલ પહોળો છે, અહીંથી હિંદની મોટી નદીઓ નીકળે છે. એના ત્રણ માઈલથી




વધારે ઊંચા ભાગ ઉપર નિરંતર બરફ પડયો રહે છે. આ પર્વતનાં ઘણાં શિખરો છે. તેમાં **એવરેસ્ટ** અથવા **ગૌરીશંકર** (૨૯૦૦૨ ફૂટ)

સૌથી ઉંચું છે. કૈલાસ, ગંગોત્રી અને જન્મોત્રી જાત્રાનાં ધામ છે, અને સીમલા (વાઇસિરૅાયની ઉનાળાની રાજધાની), નૈનિતાલ, મસુરી, દાર્જીલિંગ ને શીલોંગ હવા ખાવાનાં સ્થળ છે. તેનાં ઉંચાં શિખરોની ટોચ ઉપર માણસ જાતથી જઈ શકાતું નથી.

**સુલેમાન અને હાલા (કિરથાર)**--પશ્ચિમે આવેલા છે. તે બલુચિસ્તાન અને અફ્ગાનિસ્તાનને હિંદથી જુદા પાડે છે. તેમાં સરહદ ઉપર બોલનઘાટ અને ખૈબરઘાટ આવેલા છે. ત્યાં થઈને આવજા થઈ શકે છે.

**શિવાલિક**—હિમાલયની દક્ષિણે આવેલો છે. તેની તળેટી પાસેથી પહેલાં થઈ ગએલાં પ્રાણીઓનાં હાડકાં મળી આવે છે.

**વિંધ્યાચળ**—હિંદની મધ્યમાં આડો પડેલો છે. તેનાથી હિંદના બે ભાગ પડે છે. (૧) હિંદુસ્તાન (ઉત્તર હિંદુસ્તાન). (૨) દકખણ.

**સાતપુડા**—વિંધ્યાચળની દક્ષિણે આવેલો છે. તેનું સૌથી ઉંચું શિખર **પંચમડી** છે. એ મધ્ય પ્રાંતના ગવર્નરનું હવા ખાવાનું મથક છે.

**અરવલ્લી**--રજપુતાનામાં આવેલો છે. તેનું ઉંચું શિખર **માઉન્ટ આબુ** છે. તે હવા ખાવાનું સ્થળ છે.

**પૂર્વઘાટ અને પશ્ચિમઘાટ**--હિંદની દક્ષિણે બન્ને કિનારાની પાસે ઉત્તર-દક્ષિણ આવેલા છે. આ પર્વતો જ્યાં જોડાય છે ત્યાં **નીલગીરી** પર્વત આવેલો છે. નીલગીરીમાં ઉતાકામંડ અને પશ્ચિમ-ઘાટમાં મહાબળેશ્વર હવા ખાવાનાં મથક છે.

**પતકોઈ**—હિંદુસ્તાન અને બ્રહ્મદેશની વચ્ચે આવેલો છે.

**નદીઓઃ**—હિંદમાં મુખ્ય ત્રણ ગિરિમાળાઓ છે. (૧) હિમાલય. (૨) વિંધ્યાચળ ને સાતપુડા. (૩) પશ્ચિમઘાટ ને પૂર્વઘાટ. આ ગિરિમાળાઓમાંથી નદીઓ નીકળે છે.

**સિંધુ** (૨૦૦૦)—એ હિમાલયના કૈલાસ શિખરમાંથી નીકળી

કાશ્મીર, પંજાબ ને સિંધમાં વહી અરબી સમુદ્રને મળે છે. તેને કાંઠે સક્કર, હૈદ્રાબાદ ને કરાંચી આવેલાં છે. સિંધમાં દાખલ થતા પહેલાં તેને પાંચ નદીઓ મળે છે. સિંધની આબાદી તેને આભારી છે. તેથી એને **સિંધની માતા** કહે છે. તેના કાંપથી જમીન ફળદ્રુપ બને છે. આવો કાંપ ઠરવાથી તેના મુખ આગળ ત્રિકોણાકાર પ્રદેશ (ડેલ્ટા) બનેલો છે. ખેતીને નહેરોથી પાણી પુરૂં પાડવા સક્કર આગળ મોટો બંધ બાંધ્યો છે. તેને **સક્કર બેરેજ** (લૉઈડ બેરેજ) કહે છે. આ નદી હિંદમાં સૌથી મોટી છે. તેના ઉપરથી સિંધ અને હિંદુસ્તાન એ નામો પડેલાં છે.

**ગંગા** (૧૫૦૦)—હિમાલયના ગંગોત્રી શિખર આગળથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે. એને **જમના** તથા બીજી નાની નદીઓ મળે છે. આ નદી બહુ પવિત્ર ગણાય છે. એને કાંઠે કાશી વગેરે જાત્રાનાં ઘણાં ધામ આવેલાં છે. તેમાંથી નહેરો કાઢેલી છે.

**જમના**—જમ્નોત્રી શિખરમાંથી નીકળી પ્રયાગ આગળ ગંગાને મળે છે. તેને કાંઠે દિલ્હી, મથુરા વગેરે છે. એમાંથી નહેરો કાઢેલી છે.

**બ્રહ્મપુત્રા** (૧૮૦૦)—હિમાલયના માન સરોવરમાંથી નીકળી તિબેટમાં વહી હિંદમાં દાખલ થાય છે અને બંગાળી ઉપસાગરને મળે છે.

**મહા**—સાતપુડા પર્વતમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળે છે.

**કાવેરી**—કુર્ગના ડુંગરમાંથી નીકળી હિંદી મહાસાગરને મળે છે. તેમાંથી નહેરો કાઢેલી છે. એમાં જળધોધ આવેલો છે.

**નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા ને તુંગભદ્રા**—આ નદીઓ વિષે આગળ શીખી ગયા છો.

**સરોવરો**:—કાશ્મીરમાં **વુલર** સરોવર છે તે ઘણું રમણીય છે. રજપુતાનામાં ખારા પાણીનું **સાંભર** સરોવર છે. તેમાંથી લાખો-મણ મીઠું પકવવામાં આવે છે. પૂર્વ કિનારા ઉપર ખારા પાણીનાં **ચિલકા** અને **પુલકટ** છે અને **કોલર** મદ્રાસની ઉત્તરે આવેલું છે.

**કિનારે**—હિંદનો કિનારો લગભગ ૪૦૦૦ માઇલ લાંબો છે, છતાં તે બીજા દેશો જેટલો ઉપયોગી નથી, કેમકે તેમાં બહુ ખાંચા-ખુંચી નથી. તેના પશ્ચિમ કિનારાના દક્ષિણ ભાગને **મલબાર** કિનારો કહે છે, અને પૂર્વ કિનારાના દક્ષિણ ભાગને **કોરોમંડળ** કિનારો કહે છે. તેના ઉપર બંદરો વગેરે નીચે પ્રમાણે છે.

**મુખ્ય બંદરો**—કરાંચી, મુંબઈ, મદ્રાસ, વિઝાગાપટ્ટમ ને કલકત્તા.

**બેટ**—લક્ષદ્વીપ, માલદ્વીપ, સિલોન, આંદામાન અને નિકોબાર.

**અખાત**—કચ્છનો, ખંભાતનો અને મનારનો છે.

**ભૂશિર**—કન્યાકુમારી. એ હિંદનું દક્ષિણ બિંદુ છે. ઓઢીઆના કિનારે પાલમાયરા ભૂશિર આવેલી છે.

**સામુદ્રધુની**—પાકની. એ હિંદ અને લંકાની વચ્ચે છે. વચ્ચેના દરીઆમાં ટેકરીઓની હાર છે એને **રામનો સેતુ** કહે છે.

**આબોહવા**:—અહીં બધા ભાગની હવા એક સરખી નથી. દરીઆ કિનારા પાસેના પ્રદેશમાં હવા સમધાત છે. દરીઆથી દૂરના મુલકમાં ટાઢ અને તાપ વધારે છે, અને પર્વતોનાં શિખરો ઉપર ને ઉચ્ચ પ્રદેશોમાં ઘણી ટાઢ પડે છે,

હિંદી મહાસાગરમાંથી ચોમાસાના ભેજવાળા પવન વાય છે, તેથી કોંકણમાં ભારે વરસાદ પડે છે. જે વાદળાં સહ્યાદ્રિનાં શિખરો ઉપર થઇ અરવલ્લીના ડુંગરો ઓળંગીને આગળ જાય છે, તે મધ્યના પ્રદેશમાં થોડો વરસાદ નાખી હિમાલય આગળ અટકે છે; તેથી હિમાલયના પ્રદેશમાં ઘણો વરસાદ પડે છે. સિંધ તરફ ભેજવાળા પવન બહુ જઇ શકતા નથી, માટે સિંધ રજપુતાના ને પંજાબમાં થોડો વરસાદ પડે છે. પૂર્વ કિનારાના પ્રદેશમાં શિઆળામાં પણ ભેજવાળા પવન વાય છે, તેથી ત્યાં શિઆળામાં વરસાદ આવે છે. આસામમાં ચેરાપુંજીમાં સૌથી વધુ વરસાદ પડે છે, અને સિંધમાં સૌથી ઓછો પડે છે.

**જમીનઃ**—હિંદમાં મુખ્ય ત્રણ પ્રકારની જમીન આવેલી છે. (૧) **નદીના કાંપની જમીન.** સિંધ, ગુજરાત, પંજાબ, સંયુક્ત પ્રાંતો, બંગાળા, આસામ, ગોદાવરી ને કૃષ્ણા વચ્ચેનો પ્રદેશ અને તાંજોરની જમીન કાંપથી બનેલી રસાળ છે. (૨) **દક્ષિણની કાળી જમીન.** (૩) **પત્થરીઆ જમીન.** મ્હૈસુર, મદ્રાસ અને મુંબઈ ઇલાકાના પૂર્વ અને દક્ષિણના મુલકોમાં કેટલીક પત્થરીઆ જમીન છે.

**વનસ્પતિઃ**—હિંદમાં જાતજાતની જમીન અને આબોહવા હોવાથી દરેક જાતની વનસ્પતિ થાય છે. ભેજવાળા પ્રદેશોનાં જંગલોમાં સાગ વગેરે ઇમારતી લાકડાં થાય છે. દક્ષિણમાં સુખડનાં ઝાડ થાય છે. હિમાલયમાં દેવદાર, આસામમાં રબર અને દરીઆ કિનારે નાળિએરી થાય છે. વડ, પીપળો, લીમડો, આંબા, આમલી વગેરે દરેક જગાએ માલમ પડે છે. રણના પ્રદેશમાં કંઈ થતું નથી.

**ખેતીઃ**—હિંદમાં ખેતીને લાયક પુષ્કળ જમીન છે. નદીઓના કાંપની જમીન ફળદ્રુપ છે. તેમાં જાતજાતના પાક થાય છે. કાળી જમીનમાં કપાસ, બાજરી, ઘઉં ને કઠોળ થાય છે અને પત્થરીઆ જમીનમાં કંઈ થતું નથી. મુખ્ય પાક નીચે પ્રમાણે છે.

**ડાંગરઃ**—બંગાળા, આસામ, સંયુક્ત પ્રાંતો, કોંકણ ને મદ્રાસમાં થાય છે.

**ઘઉંઃ**—મુંબઈ, સિંધ, પંજાબ, મધ્ય પ્રાંતો ને વરાડમાં થાય છે.

**જુવાર, બાજરી ને કઠોળ**—લગભગ બધે થાય છે.

**તેલીબીઆં**—મધ્ય પ્રાંતો અને સંયુક્ત પ્રાંતોમાં **અળસી**, મુંબઈ, મદ્રાસ ને મધ્ય પ્રાંતોમાં **તલ**, મદ્રાસ, મુંબઈ અને કિનારાના પ્રદેશમાં **મગફળી**, બંગાળા ને આસામમાં **એરંડી** અને દરીઆ કિનારે **નાળિએર** થાય છે.

**કપાસ**—ગુજરાત, સિંધ, દક્ષિણ, મદ્રાસ અને મધ્ય પ્રાંતોમાં થાય છે.

**તમાકુ**—ગુજરાત, બંગાળા, પંજાબ ને સંયુક્ત પ્રાંતોમાં થાય છે.

**ચા**—આસામ, દાર્જીલિંગ, પંજાબ, કમાઉન ને નીલગીરીમાં થાય છે.

**બુંદ**—મ્હૈસુર ને ત્રાવણકોરમાં થાય છે.

**અફીણ**—માળવા ને બિહારમાં થાય છે.

**શણ**—બંગાળા ને આસામમાં થાય છે.

**ગરમ મસાલો**—મલબાર કિનારે થાય છે.

**શેરડી**—બંગાળા, આસામ, સંયુક્ત પ્રાંતો, કોંકણ અને મદ્રાસમાં થાય છે.

**પ્રાણીઓ**—જંગલોમાં વાઘ, ચિત્તા, રીંછ, વરૂ વગેરે હિંસક પ્રાણીઓ હોય છે. સિંહ ફક્ત ગીરના જંગલમાં છે. હિમાલયમાં ચમરી ગાય ને કસ્તુરી મૃગ તથા મ્હૈસુરમાં હાથી જોવામાં આવે છે. શિઆળ, હરણ, વાંદરાં, ડુક્કર વગેરે બીકણ પ્રાણીઓ બધે જણાય છે. ગાય, ભેંસ, બકરા, ઘેટા, ગધેડાં, ઊંટ, ઘોડા, કુતરાં વગેરે પાળેલાં પશુઓ છે.

**લોકો**:—હિંદની કુલ વસ્તી ૩૪ કરોડ છે. તેમાં આશરે ૨૪ કરોડ હિંદુ અને ૭ કરોડ મુસલમાનો છે. બાકીના ખ્રિસ્તી, શીખ, જૈન, પારસી, યાહુદી અને અનાર્ય લોકો છે. ગંગા–જમનાની ખીણ અને કિનારાનાં મેદાનોમાં સૌથી ગાઢી વસ્તી, છે; કેમકે ત્યાં ફળદ્રુપ જમીન આવેલી છે. ઉચ્ચ પ્રદેશમાં તેનાથી આછી વસ્તી છે; અને રણના પ્રદેશમાં તદ્દન આછી છે.

**ધર્મો**:—મુખ્ય ધર્મ હિંદુ અને મુસલમાની છે. બાકીના ખ્રિસ્તી, શીખ, જૈન, જરથોસ્ત અને યાહુદી છે. પંબ અને બંગાળમાં મુસલમાનોની વસ્તી વધારે છે.

**ધંધાઉદ્યોગ**:—મુખ્ય ધંધો ખેતીનો છે. ઘણી જગાએ હાથ-વણાટ અને મીલ ઉદ્યોગ ચાલે છે. આ ઉપરાંત, કાગળ, દિવાસળી,

લોખંડનો સામાન, ખાંડ, મીઠું શેતરંજી, જરીકામ, ધાતુનાં વાસણ વગેરે બનાવવાના ઉદ્યોગો ચાલે છે. કેટલાક લોકો ખાણોમાં કામ કરે છે, અને કેટલાક વેપાર કે નોકરી કરે છે.

**ખનીજ**:—હિંદના મુખ્ય ખનીજો નીચે પ્રમાણે છે.

**સોનું**—મ્હેસુરમાંથી નીકળે છે.

**લોઢું**—બંગાળા, મધ્ય પ્રાંતો, ઓરિસ્સા ને મ્હૈસુરમાંથી નીકળે છે.

**સીસું ને તાંબુ**—બંગાળામાંથી નીકળે છે.

**મેંગેનીઝ**—મધ્ય પ્રાંતો ને ગુજરાતમાંથી નીકળે છે.

**અબરખ**—ઓરિસ્સા ને બિહારમાંથી નીકળે છે.

**કોલસા**—બંગાળા, બિહાર ને ઓરિસ્સામાંથી નીકળે છે.

**હીરા**—પન્ના ને ગોવળકોંડામાંથી નીકળે છે.

**કેરોસીન**—આસામમાંથી નીકળે છે.

**મીઠું**—પંજાબમાં મીઠાના ડુંગરમાંથી નીકળે છે.

**મોતી**—સીલોનની ખાડીમાંથી નીકળે છે.

**વહેવારના માર્ગ**:—વહેવારના મુખ્ય ત્રણ માર્ગ છે. (૧) જમીન માર્ગ. (૨) જળ માર્ગ. (૩) હવાઈ માર્ગ જમીન માર્ગમાં કાચીપાકી સડકો અને રેલવેઓ છે. દેશની અંદરનો કેટલોક વહેવાર જમીન માર્ગે ચાલે છે અને કિનારાનાં બંદરોએથી વહાણો ને આગબોટો મારફતે પણ ચાલે છે. પરદેશ સાથેનો વહેવાર મોટા ભાગે આગબોટો મારફત દરીઆ માર્ગે ચાલે છે અને થોડો વહેવાર ઘાટને રસ્તે જમીન માર્ગે પણ ચાલે છે. હવાઇ માર્ગે વિમાનો કામ કરે છે. કરાંચી, જોધપુર, દિલ્હી, અલ્લાહાબાદ, પટણા કલકત્તા અમદાવાદ, રાજકોટ, મુંબઈ, પુના, મદ્રાસ, વગેરે હવાઈ મથકો છે.

**આયાતનિકાસ**:—**આયાત**—જે માલ બહારથી આવે તેને આયાત કહે છે. હિંદમાં પરદેશી કાપડ, સાંચા કામ, મોટરો, પતરાં, ઘડિઆળ, કાચનો સામાન, રબરનો સામાન, વીજળીનો સામાન

ચિનાઈ વાસણો, ફાનસો, કોલસા, ખાંડ, કેરોસીન, પેટ્રોલ, રંગ, ધાતુઓ, દિવાસળી, દવાઓ, ચપ્પુ, કાગળ, પેન્સિલ, હોલ્ડર, સ્ટીલ, સોય, સ્ક્રુ, ખીલા વગેરે પરદેશથી આવે છે.

**નિકાસઃ**—આપણે ત્યાં થતો જે માલ બહાર જાય છે તેને નિકાસ કહે છે. આપણા દેશમાંથી ચોખા, ઘઉં, તેલીબીઆં, રૂ, શણ, મસાલા, ચા, કોફી, અફીણ, ગળી, ચામડાં, ઊન, ધાતુઓ, સુતરાઉ કાપડ અને ઈમારતી લાકડાં પરદેશ ચઢે છે.

**નવું રાજ્ય બંધારણઃ**—ઈંગ્લાંડના રાજા હિંદના **શહેનશાહ** છે. એમના વતી એમના પ્રતિનિધિ હિંદ પર અમલ કરે છે. તેને **વાઈસરૉય** અને **ગવર્નર જનરલ** કહે છે.

ગવર્નર જનરલને મદદ કરવા સારૂ **પ્રધાનમંડળ** નીમવાનું છે. તેમાં વધુમાં વધુ ૧૦ પ્રધાનો રહેશે. **કાઉન્સિલ ઓવ્ સ્ટેટ** અને **ફેડરલ એસેમ્બ્લિ** નામે બે ધારાસભાઓ રાખેલી છે. કાઉન્સિલમાં ૨૬૦ અને એસેમ્બ્લિમાં ૩૭૫ સભાસદો રાખેલા છે. અનામત ખાતાંનો વહીવટ ગવર્નર જનરલના હાથમાં રહેશે, અને બાકીનાં ખાતાંનો વહીવટ એ પ્રધાનોની મદદથી ચલાવશે.

નવા બંધારણ પ્રમાણે ઈ. સ. ૧૯૩૭ના એપ્રીલથી સિંધ, ઓરિસ્સા અને પંથ પીપોલ્ડાના નવા પ્રાંતો બનાવ્યા છે, અને બ્રહ્મદેશ તથા એડનને હિંદથી છુટા પાડવામાં આવેલા છે. આમ કરી રાજ્યવહીવટ માટે બ્રિટિશ હિંદના ૧૭ ભાગ કર્યા છે. મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો, બંગાળા ઇલાકો, સંયુક્ત પ્રાંત, પંજાબ, બિહાર, મધ્ય પ્રાંતો ને વરાડ, આસામ, વાયવ્ય સરહદનો પ્રાંત, ઓરિસ્સા સિંધ, બ્રિટિશ બલુચિસ્તાન, દિલ્હી, અજમેર-મેરવાડા, આન્દામાન ને નિકોબારના ટાપુઓ, કુર્ગ અને પંથ પીપોલ્ડા. તેમાંના પહેલા ૧૧ મોટા પ્રાંતો ગવર્નરની સત્તા નીચે છે અને બાકીના ૬ નાના પ્રાંતો ચીફ કમિશનરની સત્તા નીચે મૂકેલા છે.

# જાણવા લાયક સ્થળો

**દિલ્હી:**—હિંદની રાજધાનીનું શહેર જમનાને કાંઠે આવેલું છે. પુરાતન કાળથી હિંદનું પાટનગર છે. પહેલાં તે હસ્તિનાપુર તરીકે ઓળખાતું હતું. એમાં કુતુબમિનાર, મહેલો વગેરે જોવા લાયક છે. રાજધાની થયા પછી નવું દિલ્હી બંધાયું છે.

**મદ્રાસ:**—મદ્રાસ ઇલાકાની રાજધાની અને બંદર છે. એ હિંદમાં ત્રીજા નંબરનું શહેર ગણાય છે.

**ઉતાકામંડ:**—નીલગીરીમાં હવા ખાવાનું મથક છે. એનો કુદરતી દેખાવ સુંદર છે. મદ્રાસના ગવર્નર ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે.

**મ્હૈસુર:**—મ્હૈસુર રાજ્યની રાજધાની છે. અહીં જુનો કિલ્લો અને રાજાનો મહેલ જોવા લાયક છે.

**બેંગલોર:**—મ્હૈસુરમાં લશ્કરી છાવણીનું મથક છે. ત્યાં રેસિડેન્ટ રહે છે. અહીંની હવા અને સૃષ્ટિસૌંદર્ય સારાં છે.

**કોલર:**—મ્હૈસુર સોનાની ખાણો માટે પ્રખ્યાત છે. દર વર્ષે અહીંથી ૫૦ કરોડ રૂપિઆનું સોનું નીકળે છે.

**હૈદ્રાબાદ:**—નિઝામના રાજ્યની રાજધાની છે. એ હિંદમાં ચોથા નંબરનું શહેર છે.

**ગોવળકોંડા:**—નિઝામના રાજ્યમાં બ્રાહ્મણી વંશની જુની રાજધાનીનું શહેર છે. તે હીરાના વેપાર માટે જાણીતું છે,

**વેરૂલ ( ઇલોરા ):**—દોલતાબાદથી નવ માઇલ ઉપર છે. તેની પાસે પ્રાચીન સમયમાં કોતરી કાઢેલી ઘણી ગુફાઓ છે.

**અજંટા:**—હૈદ્રાબાદની હદમાં કળાનું ધામ છે. તે સહ્યાદ્રિના ખડકમાં કોતરી કાઢેલી ગુફાઓ માટે પ્રખ્યાત છે.

**નાગપુર:**—મધ્ય પ્રાંતોનું મુખ્ય શહેર અને વેપારનું મથક છે.

**પંચમઢી:**—મધ્ય પ્રાંતોના ગવર્નરનું હવા ખાવાનું મથક છે.

**ગ્વાલીઅર:**—સિંધીઆની રાજધાની છે. તેમાં પહાડી કિલ્લો છે.

**ઉજ્જન**—મધ્ય હિંદ એજન્સિનું પ્રાચીન શહેર છે. તે વિક્રમાદિત્યની રાજધાની હતું. એ વિક્રમના નામ ઉપરથી વિક્રમ સંવત ચાલે છે.

**પટણા**:—બિહાર પ્રાંતનું મુખ્ય શહેર છે. તેનું અસલ નામ પાટલીપુત્ર હતું. એ અશોકની રાજધાની હતી.

**ગયા**:—બિહારમાં હિંદુ અને બૌદ્ધોની જાત્રાનું ધામ છે. આ જગાએ પિતાનું શ્રાદ્ધ કરે છે.

**હજારીબાગ**:—છોટાનાગપુરમાં છે. એની પાસેની પારસનાથ ટેકરી જૈનોનું જાત્રાનું ધામ છે.

**પુરી**:—ઓરિસ્સામાં પૂર્વ કિનારે જાત્રાનું ધામ છે. તેને જગન્નાથપુરી પણ કહે છે. અહીં રથયાત્રાને દિવસે મોટો મેળો ભરાય છે, ત્યારે હિંદુઓ નાતજાતના ભેદ વગર સાથે જમે છે.

**જમશેદપુર**:—જમશેદજી તાતાના નામ ઉપરથી એનું નામ જમશેદપુર પડેલું છે. તેમાં તાતા કંપનીનું લોખંડનું જંગી કારખાનું છે.

**કલકત્તા**:—બંગાળાની રાજધાની ગંગાને કાંઠે છે. એ હિંદમાં સૌથી મોટું શહેર છે. કાલી માતાના નામ ઉપરથી એનું નામ પડેલું છે. પહેલાં એ હિંદની રાજધાની હતું.

**ઝરીઆ અને રાણીગંજ**:—કોલસાની ખાણો માટે જાણીતાં છે.

**દાર્જીલિંગ**:—હિમાલયનું શિખર અને બંગાળાના ગવર્નરનું હવા ખાવાનું સ્થળ છે. અહીં ઉત્તમ પ્રકારની ચા થાય છે.

**ગૌહત્તી**:—આસામની રાજધાની બ્રહ્મપુત્રાને કિનારે છે.

**બનારસ**: —સંયુક્ત પ્રાંતોમાં ગંગાને કાંઠે જાત્રાનું ધામ છે. તેને વાણારસી કે કાશી કહે છે. એ મુક્તિપુરીના નામથી ઓળખાય છે.

**અલ્લાહાબાદ**:—સંયુક્ત પ્રાંતોની રાજધાની ગંગા-જમાનાના સંગમ ઉપર છે. તેને પ્રયાગ પણ કહે છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે.

**કાનપુરઃ**—સંયુક્ત પ્રાંતોમાં ગંગાને કાંઠે આવેલું છે. તેમાં સુતર, ઊન ને શણની મીલ તથા જાતજાતનાં કારખાનાં છે.

**આગ્રાઃ**—જમનાને કાંઠે સુંદર મકાનોનું શહેર છે. તેમાં તાજ મહાલ મુખ્ય છે. એ અકબર ને શાહજહાનની રાજધાની હતું.

**મથુરાંઃ**—સંયુક્ત પ્રાંતોમાં જમનાને કાંઠે આવેલું છે. તે શ્રીકૃષ્ણની જન્મભૂમિ છે. તેની પાસે ગોકુળ, વૃંદાવન અને વ્રજભૂમિ આવેલી છે.

**હરદ્વારઃ**—સંયુક્ત પ્રાંતોમાં ગંગાને કાંઠે જાત્રાનું ધામ છે. અહીં દર બાર વર્ષે કુંભનો મોટો મેળો ભરાય છે.

**અલીગઢઃ**—સંયુક્ત પ્રાંતોમાં મુસલમોનોની વિદ્યાપીઠનું મથક છે. અહીં તાળાં સારાં બને છે.

**નૈનિતાલઃ**—સંયુક્ત પ્રાંતોમાં હવા ખાવાનું સ્થળ છે.

**રૂરકીઃ**—સંયુક્ત પ્રાંતોમાં છે. તેમાં મોટી ઈજનેરી કોલેજ છે.

**જયપુરઃ**—જયપુરના રાજ્યનું મુખ્ય શહેર છે. તેની બાંધણી સરસ હોવાથી તેને હિંદનું પારિસ કહે છે. અહીં વેધ શાળા ને સંગ્રહસ્થાન છે.

**લાહોરઃ**—પંજાબનું મુખ્ય શહેર રાવી નદીને કાંઠે આવેલું છે. અહીં જુનાં ઐતિહાસિક મકાનો જોવા લાયક છે.

**અમૃતસરઃ**—પંજાબમાં શીખ લોકોનું જાત્રાનું ધામ છે. ગરમ શાલ તથા રેશમી ને સુતરાઉ કાપડના વેપારનું મથક છે.

**કરાંચીઃ**—સિંધ પ્રાંતના ગવર્નરનું અને હવાઈ વિમાનનું મથક છે. એ હિંદમાં ત્રીજા નંબરનું બંદર ગણાય છે.

**સીમલાઃ**—હિમાલયનું શિખર અને વાઇસરૉયની ઉનાળાની રાજધાની છે.

**શ્રીનગરઃ**—કાશ્મીરની રાજધાની ઝેલમને કાંઠે આવેલું છે. એ ઘણું રમણીય શહેર છે, તેથી એને પૃથ્વી ઉપરનું સ્વર્ગ કહે છે.

**ક્વેટા:**—બ્રિટિશ બલુચિસ્તાનની રાજધાની અને લશ્કરી મથક છે. તેમાં મજબુત કિલ્લો છે.

**ખટમંડુ:**—નેપાળની રાજધાની બાંઘમતી નદી ઉપર છે.

**પોંડિચેરી:**—કોરોમાંડળ કિનારે ફ્રેંચ સંસ્થાનની રાજધાની છે. ત્યાં ફ્રેંચ ગવર્નર જનરલ રહે છે.

## પ્રશ્નો અને કૃતિ

૧. હિંદના મુખ્ય કુદરતી વિભાગો કયા છે? તેની લોકજીવન ને ધંધાઉદ્યોગ પર શી અસર થાય છે?

૨. હિંદનો નકશો દોરી તેમાં નીચેની ચીજો યોગ્ય સ્થળે મૂકો.
અળસી, લોઢું, હીરા, શેરડી, સાગ, કેરોસીન, કોલસા, કપાસ, ચા, તમાકુ.

૩. મધ્યનાં મેદાનોનો પ્રદેશ શાથી ફળદ્રુપ બનેલો છે?

૪. હિંદના નવા રાજ્યબંધારણ વિષે શું જાણો છો?

૫. નીચેનાં શું છે? ક્યાં છે? અને શા માટે પ્રખ્યાત છે?
શ્રીનગર, બોલીગુંજ, ગોકર્ણ, નૈનિતાલ, ક્વેટા, સક્કર બેરેજ, પોંડિચેરી, રૂરકી, જમશેદપુર, ઉતાકામંડ, પંઢરપુર, પંચમડી, અજંટા, કોલર.

૬. હિંદનો વેપાર દેશપરદેશો સાથે કેવી રીતે ચાલે છે?

૭. નીચેની લીટીઓવાળી ખાલી જગાએ યોગ્ય શબ્દો મૂકો.

अ. સિંધુને સિંધની—કહે છે.

ब. નદીના મુખ આગળ ત્રિકોણદાર પ્રદેશ બને છે. તેને—કહે છે.

क. પશ્ચિમ કિનારાના દક્ષિણ ભાગને—કહે છે.

ड. હિંદ અને લંકા વચ્ચેના દરીઆમાં ટેકરીઓની હાર છે. તેને—કહે છે.

---

# પ્રાકૃતિક ભૂગોળ

## પૃથ્વી, તેનો આકાર અને કદ

**આકાશી પદાર્થો:**—આપણે આકાશ તરફ જોઇએ, તો દિવસે માત્ર સૂર્ય દેખાય છે; પરંતુ રાત્રે ચંદ્રમા, ગ્રહો અને અસંખ્ય તારાઓ જણાય છે. સૂર્ય એક ઘણો તેજસ્વી ગોળો છે. તે એક સરખા આકાર ને કદનો જોવામાં આવે છે; પણ ચંદ્રની કળામાં વધઘટ થાય છે. દરીઆમાં ભરતીનો મુખ્ય આધાર તેના આકર્ષણ ઉપર છે. તારાઓમાં કેટલાકનું તેજ ઝબકારા મારે છે. તેમને ઓળખવાને એનાં ઝુમખાં પાડેલાં છે. તેને નક્ષત્રો કહે છે. સ્થિર તેજવાળા તારાઓને ગ્રહો કહે છે. આપણી પૃથ્વી પણ એક ગ્રહ છે તેથી તે આકાશી પદાર્થ છે. પૃથ્વી કરતાં સૂર્ય, કેટલાક ગ્રહો અને તારાઓ ઘણા મોટા છે, પણ બહુ દૂર હોવાથી તે નાના દેખાય છે.

**પૃથ્વી:**—જેના ઉપર આપણે રહીએ છીએ અને હરીએ ફરીએ છીએ તેને પૃથ્વી કહે છે. તે એક આકાશી પદાર્થ છે. તેના ઉપર ઘણા દેશો, પર્વતો, મેદાનો, નદીઓ, દરીઆ વગેરે આવેલાં છે. પૃથ્વીના ચાર ભાગ કરીએ તો એક ભાગમાં જમીન અને ત્રણ ભાગમાં પાણી આવેલું છે. જમીનના કુદરતી મોટા ભાગોને ખંડો કહે છે. આવા પાંચ ખંડો છે, અને પાણીના મોટા ભાગો મહાસાગર કહેવાય છે. તે પણ પાંચ છે.



**પૃથ્વીનો આકાર**:—પૃથ્વી નારંગી જેવી ગોળ છે. તેનાં કારણો નિચે પ્રમાણે છે. (૧) આપણે મેદાનમાં ઉભા રહી ચોતરફ જોઇએ તો પૃથ્વી અને આકાશ મળી ગયાની હદ ગોળ દેખાય છે. (૨) મેદાનમાંથી જોતાં દૂરના ઝાડોની ટોચ પ્રથમ દેખાય છે. પછી તેમની પાસે જઈએ તેમ વચલો ભાગ અને છેવટે નીચેનો ભાગ દેખાય છે. (૩) દરીઆ કાંઠે ઉભા રહી દૂરથી આવતું વહાણ જોઈએ, તો પહેલાં તેના સઢની ટોચ, પછી વચલો ભાગ અને છેવટે આખું વહાણ દેખય છે. જતા વહાણોમાં તેથી ઉલટું જણાય છે; એટલે પૃથ્વી સપાટ નથી પણ ગોળ છે. (૪) પૃથ્વી ઉપર બધી જગાએ એકજ વખતે સૂર્ય ઉગતો કે આથમતો નથી. (૫) કોઈ માણસ અમુક જગાએથી નીકળી એકજ દિશામાં ચાલ્યો જાય તો છેવટે તે અસલ જગાએ આવી પહોંચે છે. (૬) બધા આકાશી પદાર્થો ગોળ છે. પૃથ્વી આકાશી પદાર્થ છે. તેથી તે પણ ગોળ છે. (૭) વિમાનમાં ઉંચે ચઢીને જોઈએ તો પૃથ્વી નારંગી જેવી ગોળ દેખાય છે.

**પૃથ્વીનું** કદ:—પૃથ્વી ઘણી મોટી છે. તેના એક છેડાથી બીજા છેડા સુધીનું વચ્ચેનું અંતર ૮૦૦૦ માઇલ છે. એનો ઘેરાવો ૨૫૦૦૦ માઇલ છે. રોજ ૩૦૦ માઇલ ચાલતી આગબોટને પૃથ્વીનો એક ફેરો ફરવો હોય, તો આશરે પોણા ત્રણ માસ લાગે છે.

## પૃથ્વીની દૈનિક ગતિ અને રાત્રિદિવસ.

**પૃથવિની ગતિ**:—પૃથ્વીને બે ગતિ છે. (૧) દૈનિક. (૨) વાર્ષિક.

**દૈનિક ગતિની સમજ**:—નારંગીમાં વચ્ચોવચ્ચ આરપાર એક સળી ઘાલો, અને નારંગી તથા દીવો લઈ અંધારા ઓરડામાં બેસો. પછી નારંગીમાંની સળીનો એક છેડો ઝાલી તેને દીવા સામે ધરશો, તો દીવા સામેના નારંગીના અર્ધા ભાગ ઉપર અજવાળું પડશે અને બાકીના અર્ધા ભાગ ઉપર અંધારૂં પડશે. હવે એ

સળી ઉપર નારંગીને ધીમે ધીમે ફેરવો, તો અજવાળાવાળો ભાગ અંધારામાં અને અંધારાવાળો ભાગ અજવાળામાં આવતો જણાશે. પૃથ્વી પણ એજ પ્રમાણે ફરે છે. નારંગીની માફક પૃથ્વીમાં સળી નથી. પણ કલ્પિત લીટી છે. તેને ધરી કહે છે.

**દૈનિક ગતિઃ**—પૃથ્વી સૂર્યની સામે રહી પોતાની ધરી ઉપર ફરે છે. તેને એક ફેરો ફરતાં ૨૪ કલાક લાગે છે. આ વખતે પૃથ્વીનો જે અર્ધો ભાગ સૂર્ય તરફ હોય છે તે ભાગ ઉપર અજવાળું પડે છે. એટલે ત્યાં દહાડો થાય છે, અને બાકીના અર્ધા ભાગ પર અંધારૂં રહે છે. એટલે ત્યાં રાત હોય છે. આ પ્રમાણે પૃથ્વીની જે ગતિથી દહાડોરાત થાય છે તેને દૈનિક ગતિ કહે છે.




**દૈનિક ગતિ પશ્ચિમથી પૂર્વ તરફ છે**—આગગાડી ચાલતી હોય, ત્યારે બાજુ પરનાં ઝાડો વગેરે ઉલટી દિશામાં જતાં જણાય છે. એવી રીતે પૃથ્વી પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે. એને લીધે સુરજ પૂર્વથી પશ્ચિમ તરફ જતો જણાય છે.

**રાત્રિદિવસ**—સુરજ હંમેશાં સવારે ઉગે છે, બપોરે માથે આવે છે અને સાંજે આથમે છે. તેના આથમ્યા પછી રાત પડે છે. રાતના વચલા ભાગને મધરાત કહે છે, અને રાત પુરી થતાં

પાછો સૂર્ય ઊગે છે. આમ રાત્રિદિવસ મળીને ૨૪ કલાક થાય છે. એટલે સાધારણ રીતે ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત ગણાય છે. આ પ્રમાણે રાત્રિદિવસ થવાનું કારણ પૃથ્વીની દૈનિક ગતિ છે.

## વાર્ષિક ગતિ અને ઋતુઓ

**વાર્ષિક ગતિઃ**—પૃથ્વી સૂર્યની આસપાસ ૩૬૫ દિવસમાં એક ફેરો ફરે છે; આથી ઋતુભેદ થાય છે અને એની એજ ઋતુઓ નિયમિત આવ્યા કરે છે. એટલે પૃથ્વીની જે ગતિથી ઋતુભેદ થાય છે તેને વાર્ષિક ગતિ કહે છે. આમ પૃથ્વી ભમરડાની પેઠે પોતાની ધરી ઉપર અને સૂર્યની આસપાસ ફર્યા કરે છે.

**સીધાં અને તીરકસ કિરણઃ**—દીવાની જ્યોત ઉપર હથેલી જરા વાંકી ધરીએ, તો આંગળીઓની ટોચ ઉપર સીધાં કિરણ પડવાથી તાપ વધારે લાગે છે અને હથેલીના નીચલા ભાગ ઉપર તીરકસ કિરણ પડવાથી તાપ ઓછો લાગે છે. આ પ્રમાણે ઉનાળામાં તથા બપોરે સૂર્યનાં કિરણ સીધાં પડે છે, તેથી તાપ વધારે લાગે છે, અને શિઆળામાં તથા સવારે ને સાંજે કિરણ તીરકસ પડે છે, તેથી તાપ ઓછો લાગે છે-




પૃથ્વીની ધરીનું નમણ.

**ઋતુભેદ**:—પૃથ્વી પોતાની ધરી એક સરખી વાંકી-નમેલી રાખીને સૂર્યની આસપાસ ફરે છે; આથી કોઈ વાર તેનો ઉત્તર છેડો અને કોઈ વાર તેનો દક્ષિણ છેડો સૂર્ય તરફ નમેલો હોય છે. હવે જે છેડો સૂર્ય તરફ નમેલો હોય તે ભાગ ઉપર કિરણો સીધાં પડે છે, એટલે ત્યાં તાપ વધારે લાગવાથી ઉનાળો થાય છે અને બીજા છેડાના ભાગ ઉપર કિરણો તીરકસ પડે છે, એટલે ત્યાં તાપ ઓછો લાગવાથી શિઆળો થાય છે. વળી જે છેડો સુરજ તરફ નમેલો હોય છે. એના અર્ધા કરતાં વધારે ભાગ ઉપર સૂર્યનું અજવાળું પડે છે. એટલે ત્યાં દિવસ લાંબો હોય છે, અને બાકીના અર્ધા ભાગ ઉપર દિવસ ટુંકા હોય છે, ઉનાળામાં દિવસ લાંબા ને રાત ટુંકી હોય છે અને શિઆ-ળામાં દિવસ ટુંકા અને રાત લાંબી હોય છે. આ પ્રમાણે ઋતુઓ અને લાંબાંટુંકાં દહાડોરાત થાય છે તેને ઋતુભેદ કહે છે. આખા વરસમાં ૨૧મી માર્ચ અને ૨૩મી સપ્ટેંબર એ બેજ દિવસોએ રાત-દિવસની લંબાઈ સરખી હોય છે.

**ઋતુઓ**:—મુખ્ય ઋતુઓ બે છે. શિઆળો અને ઉનાળો જેને ચોમાસું કહીએ છીએ તે ઉનાળાનો ભાગ છે. તેમ છતાં આપણે વરસની ત્રણ ઋતુઓ ગણીએ છીએ. શિઆળો, ઉનાળો ને ચોમાસું. આ દરેક ઋતુમાં ખેડુતો જુદું જુદું ખેતી કામ કરી પાક લે છે, જુદાં જુદાં પક્ષીઓ દેખાય છે અને ઉષ્ણતામાનમાં ફેરફાર થાય છે. આ વગેરે બાબતોનું અવલોકન કરાવી નોંધ રખાવવી.

## પ્રશ્નો અને કૃતિ

૧. પૃથ્વીનો આકાર કેવો છે? કારણો આપો
૨. પૃથ્વીને કયી કયી ગતિ છે? દરેક ગતિથી શું શું થાય છે?
૩. રાત્રિદિવસ શી રીતે થાય છે એ ચિત્ર દોરીને સમજાવો.
૪. ખેડુતો દરેક ઋતુમાં કયું કયું કામ કરે છે? શાથી?
૫. ઉનાળા પછી ચોમાસું શાથી આવે છે? શિઆળો કેમ નથી આવતો?
૬. કિરણો કયા કયા પ્રકારનાં છે? તેની શી અસર થાય છે?

## મિડલ અને ખાસ નિશાળો માટે સ્કૉલરશિપ પરીક્ષામાં પુછાએલા પ્રશ્નો

### ૧૯૩૨

૧. મુંબઈ ઇલાકાનો નકશો દોરો. તેમાં નીચે લખેલી ચીજો કયાં બહુ થાય છે તે બતાવોઃ—
ઘોડા, ઊંટ, સુતરાઉ કાપડ, નાળિએર, સુખડ, તાંબાપિત્તળનાં વાસણ.

૨. કરાંચીથી વહાણમાં બેસી મુંબઈ જવા ઉપડીએ તો રસ્તામાં કયાં કયાં બંદરોએ તે વહાણ જઈ શકે ?

૩. સારાં શહેર કેવી જગાએ વસે ? જંગલોમાં મોટાં શહેર કેમ નહિ હોય ?

૪. મુંબઈ ઇલાકામાં દેશી રાજ્યો અને સરકાર વચ્ચે કેવી જાતનો સંબંધ છે, તે લખો.

૫. નીચેનાં શું છે ? કયાં છે ? અને શાને માટે પ્રખ્યાત છે ?
પંઢરપુર, ઉમરકોટ, મલાવ, ઘટપ્રભા, પોરબંદર, ચોર્યાસી, લોનાવલા.

### ૧૯૩૩

૧. ગુજરાતનો સ્ટેનસીલ નકશો દોરો, અને તેમાં આવેલી નદીઓના વહેણની દિશાઓ બતાવી તેની જુદી જુદી જમીનનો ઢાળ કઈ દિશાનો છે તે જણાવો.

૨. મુંબઈ ઇલાકાના કયા ભાગોમાં વસ્તી ગીચ અને કયા ભાગોમાં આછી છે ? તેમ હોવાનાં કારણો જણાવો.

૩. આપણા ઇલાકામાં નીચેની વસ્તુઓ કયાં ઉત્પન્ન થાય છે ?
ઘઉં, ચોખા, નાળિએર, કપાસ, મેંગેનીઝ, મીઠું, ઊંટ, સાગ અને તેલીબીઆં.

૪. નીચેનાં શું છે ? અને શાને માટે પ્રખ્યાત છે ?
ગેરસપ્પા, માથેરાન, વડતાલ, ઉનાઈ, તિથલ, ભોર, દેલવાડા, ગોકર્ણ, ચાંપાનેર, જુનાગઢ.

૫. મુંબઈ ઇલાકાનાં મોટાં બંદરોનાં નામ લખો, અને ત્યાં કઈ કઈ જાતના માલની ચઢઉતર થાય છે તે જણાવો.

## ૧૯૩૪

૧. સ્ટેનસીલ વડે મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં અમદાવાદથી નાશિક જવાનો રેલવે માર્ગ બતાવો, તથા રસ્તામાં આવતાં મોટાં શહેરો લખો.

૨. મુંબઈ ઇલાકામાં કયા કયા ભાગમાં સૌથી વધારે તેમજ સૌથી ઓછો વરસાદ પડે છે, તે કારણો આપી સમજાવો.

૩. નીચેનાં શું છે? અને શાને માટે પ્રખ્યાત છે?
શુકલતીર્થ, સક્કર, સુરપાણેશ્વર, વેરાવળ, ડુમસ, પ્રભાસ-પાટણ, જળગામ.

૪. નીચેની વસ્તુઓ કયાં ઉત્પન્ન થાય છે?
તમાકુ, બળદ, મીઠું, શેરડી, મહુડાં, રૂ. અકીકના પત્થર, સોપારી.

૫. મુંબઇ ઇલાકામાં વણવાના અને કાંતવાના ઉદ્યોગો કયાં કયાં છે, તે કારણો આવી સમજાવો.

## ૧૯૩૫

૧. મુંબઈ ઇલાકાના રાજકીય વિભાગોનાં નામ આપો, અને તેમાંથી એકના જિલ્લાઓનાં નામ લખો.

૨. સ્ટેનસીલ વડે મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં અમદાવાદથી કરાંચી જવાનો તથા અમદાવાદથી જળગામ જવાનો ટુંકો રેલવે માર્ગ દર્શાવો.

૩. ધોધ એટલે શું? ધોધ કેમ થતા હશે? મુંબઇ ઇલાકામાં મુખ્ય ધોધો કયા છે તે જણાવો.

૪. વરસાદ શી રીતે આવતો હશે તે સમજાવો. વરસાદથી આપણને શો લાભ થાય છે તે લખો. મુંબઇ ઇલાકામાં વધારેમાં વધારે વરસાદ કયાં આવે છે? અને તે કેટલો આવે છે? ઓછામાં ઓછો વરસાદ કયાં આવે છે? અને તે કેટલો આવે છે?

૫. આયાત અને નિકાસ એ બે શબ્દોના અર્થ બરાબર સમજાવો. મુંબઈ ઇલાકામાં કઈ કઈ વસ્તુઓની આયાત અને કઈ કઈ વસ્તુઓની નિકાસ થાય છે ?

## ૧૯૩૬

૧. સ્ટેનશીલવડે મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં ઇલાકાના મુખ્ય પાક અને ઉદ્યોગો યોગ્ય સ્થળે બતાવો.

૨. આબોહવા એટલે શું ? અમુક સ્થળની આબોહવાનો આધાર કઈ કઈ બાબતો પર હોય છે ? અને તે કેવી રીતે હોય છે તે સમજાવો,

૩. મુંબઈથી કરાંચી જતાં રસ્તામાં આવતાં મુખ્ય બંદરોનાં નામ આપો, અને તે બંદરોની મુખ્ય નિકાસ લખો.

૪. જ્વાળામુખી અને ધરતીકંપ કેવી રીતે થાય તે સમજાવો. એ બંનેને લીધે પૃથ્વીની સપાટી પર શા શા ફેરફાર થાય છે એ વિષે લખો.

૫. નીચેનાં શું છે, કયાં છે, અને તેમને વિષે શું જાણવા જેવું છે તે લખો.

લોનાવલા, પોરબંદર, મુનસર, ખારાઘોડા, ગીરનાર, લસુંદ્રા, પંઢરપુર, પોરબંદર, નાશિક.

## ૧૯૩૭

૧. ગુજરાતના કયા કયા ભાગમાંથી નીચેની વસ્તુઓ મોટે ભાગે મળી આવે છે ?

(૧) આરસપહાણ, (૨) મોતી, (૩) અકીક, (૪) લોઢું અને મેંગેનીઝ, અને (૫) સુરોખાર.

અથવા

ગુજરાતનાં ઐતિહાસીક અને ઔદ્યોગિક સ્થળોનાં નામ આપો.

૧. સ્ટેનસીલ વડે મુંબઈ ઇલાકાનો નકશો દોરી તેમાં જે મુખ્ય

રેલવે લાઇનો આવી હોય તે બતાવો, અને તે દરેક ઉપરનાં મુખ્ય સ્ટેશનો બતાવો.

૩. મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગ કેટલી બાબતોમાં મળતા આવે છે અને કઈ કઈ રીતે જુદા પડે છે ?

૪. હિંદુસ્તાનના કુદરતી વિભાગો તે દરેકમાં આવેલા ભાગો સાથે લખો.

અથવા

નીચેની વસ્તુઓ હિંદુસ્તાનના કયા ભાગમાં વધારે થાય છે તે લખો:—

શેરડી, લોઢું, હીરા, કેરોસીન, કપાસ.

૫. નીચેનાં શું છે ? ક્યાં છે ? અને શાને માટે પ્રખ્યાત છે ?
પાલીતાણા, બોલીગુંબઝ, ગોકર્ણ, સક્કર બેરેજ, નૈનિતાલ, પોંડિચેરી, જમશેદપુર, અજેન્ટા, ઉતાકામંડ, પંઢરપુર.

---